# ભક્ત શિરોમણી
## ભજન સાગર.

દશ અવતારની આરતી સહીત

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુટે બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. પ્રત ૪૦૦૦.

અમદાવાદ—શાહાપુર નવીપોળમાં આવેલા
શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" માં
પટેલ હાથીભાઈ દલપતરામે છાપી.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

કિં: રૂ ૦—૪—૦

# ભજન સંગ્રહ.

## ગણુપતિનું ભજન ૧

રણુ જણુ રણુ જણુ ચાલો મેરે દાતા, દયા ભાવે મન ભોળાજી
શુદ્ધ બુદ્ધ નારી તારા ચમર ઢાળે દાતા, મેહેર કરોને મોરારીરે,
રીઝયા ગુરૂ દેવ સુંઢાળા, ખોલ્યાં...મારા રૂદીયાનાં તાળાં,
પારવતીનો પુત્ર તો કહીયો દાતા, પીતા શંકર દેવા. રીઝયા.
અથ સીંદારના ચડે રંગ ચોલા, કંઠડે ફુલડાની માલાજી;
કાનમાં કુંડલ ઝળકતાં આવે હે દાતા, દરશન દીઓને દહાડા.રીઝાયા
સંત સાધ કેરા જાજ બનાચદે, જ્યામે બેઠા હે ગુરૂ મેરાજી;
કાયા બેડી પ્રભુ પાર ઉતારો હે દાતા, સુન સખરગઢ ઘેર્યો રે.રીઝાયા.
રેવાદાસ કેરી સેવા બનાયલે, હુરડામાં હુવા અજવાળાજી;
ભાવદાસના બોલ્યા રામદાસ, પ્રગટ કરોને પોકારા. રીઝયા.

---

## શ્રી રામચંદ્રાય નમઃ ૨

આજ સખી હુંતો આનંદ પામીરે,
અવધ વસે અંતર જામીરે, ચાલો જોવાને જાઇએ—ટેક.
દશરથ નંદન આનંદકારી, મુરતી સુરતી મનોહારીરે. ચાલો૦
કાને છે કુંડળ મકરા કારે, માથે મુગટ ધર્યો ભારેરે. ચાલો૦
બાયે બાજુબંધ બેરખા સોહે, જોઇને મનડું તો મોહેરે.ચાલો૦
રઘુવંશી રાજા છે રામ રૂપાળા, કંઠે ધરી વેનમાળારે. ચાલો૦

ઘર ઘર પ્રત્યે અવધપુરમાંહે, આનંદ ઓછીવ થાયરે. ચાલો૦
વિધવિધ જાતનાં વાજીંત્ર વાજે, અવધ ગાજે છે અવાજેરે. ચાલો૦
વામ ભાગે સતી સીતા બીરાજે, દક્ષીણે લક્ષમણ સાજેરે. ચાલો૦
સહીત ભારત શતરૂધન ભાઈ, મારૂતી રહ્યા કર સાહીરે. ચાલો૦
સામ મેઘ સમ રામજી રાજે, લલીત વર સીતાજી છાજેરે. ચાલો૦
રાજીવ લોચન છે રઘુરાય, નીરખી શામ ન્યાલ થાયરે. ચાલો૦

---

## ભજન ૩.

પંડને વરમાંડમાં જ્યારે વાણી નોતી ભાઈ,
ત્યારે નાદને બુંદ નવ ભરતા જીરે સંતો.
બ્રહ્મા ને વિષ્નુ માહેશ્વર નોતા ભાઈ,
ત્યારે આપે આપ કરતા જીરે સંતો.
જીરે સાચો ધર્મ છે હાં હે સંતો, બારજા ભીંતર એક બ્રમ છે—ટેક.
મનમાંથી માયાએ મળ રચાવ્યો, ત્યારે નાદને બુંદ પ્રકારયો જીરે.
પાંચ મટ્રીકા લઇને પ્રગટ કીધી ભાઇ, ત્યારે ચાર લોક રચાયો જીરે.
મહા મંત્ર લઇને પંથ પ્રકાશો ભાઈ, ત્યારે ઘટ પાટે પુજા કીધી જીરે.
ગુરૂજીને બેદને ચારરે વેદ ભાઇ, ત્યારે ભક્તિ લઇ શિવજીને દીધી જીરે.
શિવને શક્તિ મળી ધર્મ ચલાવે ભાઈ, ત્યારે ઉમૈયા પાટે પધાર્યો. જીરે.
પાંચે મળીને મહાવ્રત સાધ્યો ભાઇ, ત્યારે નામ ધરાવ્યું નીજારી જીરે.
મરૂ શીખરથી ગંગાજી મંગાવો ભાઈ ત્યારે વાચેને કાચે વૈતરણી જીરે.

ભગત જુગતને લઇને ઓધ્ધરણી ભાઇ, ત્યારે શબ્દમાં ફેણીને કરણી. જીરે.
દયા ધરમ લઇ પરમાર્થ પેખો ભાઇ, ત્યારે આપ પણું નવ લેખે જીરે.
ગુરૂજી શબ્દે તમે હુઇને હાલો ભાઇ, ત્યારે સર્વે નુરી જન દેખે. જી.
શબ્દ તીરથ થકી ઉન મુની રહેવું ભાઇ, ત્યારે જાત વગ્ગ નવ ભાળો જીરે.
સુળદાસ કે જે નર ભીતર જાગ્યા ભાઇ, ત્યારે સકળ ધર્મને પાળો. જી.

---

## ભજન ૪.

જીરે વટાવડા વાટના વાટેને ઘાટેરે,
વીલંબ નવ કીજીએરે ટેક.
સ્વપ્નામાં સુતા રે હરીજન જાગજો,
તારો જનમ પદાર્થ જાયરે;
દેવને દુર્લભ છે આ દેવતા,
તે પુરણ ભાગ્યે પાય. જીરે વટાવડા વાટના.
એવા વાટેને ઘાટેને વીલમ ન કીજીએરે—ટેક.
એવું આપો આપું અરપીને, પરને પેખીએરે.
તે ભજવા શ્રી ભગવાન,
આતમને પરઆતમ એક કરી જાણજો,
તે દયા સમો નહી દાન. જીરે.
એવા પરદેશી પરોણલા, આવ્યા ઘેર આપણે;
તે વાયક દેશી વાચ એવા, જાણો છો પોતાના;
દંચ્છે પારકાં તે પુત્રને પરીવાર, જીરે.
એવા સરોવરને તાવર પંડ પરમાર્થી,
આપે સોવેડી ખાય,

એવા નદીયોનાં નીર નવસે પોતા તણાં,
તે નીર નવોણુ જાય. જીરે.
એવા છતે ને હું તે નવ વાવરે,
એ અણસમજુ છે આય;
કાયાને માયાને મીથ્યા કરી જાણજો,
તે સંભારી નહીં આવે સાથ. જીરે.
પંડને પસોરા પોઢયા પ્રાગ પાદરે;
ત્યાં પંખીડા વસે દાનુ પાસ;
કાળને કુબાડી આવ્યો તેને કારમ્યો,
તે નીત્ય પરલે તે નીત્ય નાસ. જીરે.
સંસારીએ સુતોરે ઘેર્યાં લઇ ઘેનમાં,
જેને અન્ય માયાની આસ;
એવા હરીજન ભાગ્યારે, શબ્દ રૂડા સાંભળી;
તે તો મારાજ મુળદાસ ગાય. જીરે.

---

## ભજન ૫.

નવધા ભકિત કરો એ સોહંગ, નામ જપો જનમ ભવ તરો;
ગુરૂ ગણપતી ગુરૂ ભંડાર, તો ગતરે મુકિતના દાતાર.
તો નીગમ કહે નીરધાર જીરે નવધા ભકિત,
પ્રથમ નામે પ્રહલાદ ઓધાયો, પ્રથમ નારદને પ્રતાપે;
નરસીંહ રૂપ ધર્યું નારાયણે, તો પરીબ્રહ્મ પ્રગટાયા છે આપે. જી.
હાથ જોડીને હનમાનજી ઉભા, તો રામજી કેરા નીજ વાસા;
વાચે ને કાચે કેવળ ભકિત, તો રામજીના ચરણની વાસા. જી.
તો પતિવ્રતા પદ દાસીજી, એ નીજ ધર્મ કર્યો નારાયણે;
તો અખંડ મુર્તી અવીનાશી. જીરે.

સરખારે ભાવે અરજુને સુખ લીધું, તો કૃષ્ણ ઉપાસન કીધું;
મહા કલ્પાંતે પાંડવને ઓધાર્યા, તો ભકિત અભેપદ દીધી. જી.
અક્રુડને જ્યારે ભ્રમર ભાર્યો, તો આત્મરૂપ છે એકો;
કૃષ્ણ વીના બીજું કાંઇએ ન ભાર્યું, તો પુરાણે વીવેક. જી.
સામદ ભાગવત સુકદેવે કહ્યું તું, તો વેદ પ્રીછકને રસ પાના;
નામ લેતાં અભેપદ પામ્યારે, તો વૈકુંઠનાં રે વૈમાન. જી.
સવારે પુજા પૃથુરાએરે કીધી, તો બળરાજા આપ વીવેકી;
મુળદાસ કહે કોઈ મહા સંત જાગ્યા, તો નવધા ભક્ત નીવેદી. જી.

---

## ભજન ૬.

લેવાય તો રાગનામ લેજોરે, નીકર મુન રહીએ હો બંદા;
વાનરામાં રહીને વનફળ ખાતાં,વિના પાલવમાં પડયા રહીએરે. હે.
સાધુ સંતની સેવા કરીએ, સાધુના સંગમાં ભળીએરે. હે.
આરે સંસારિઓ વયો જાયછે, તેની સંગતે નવ જાએરે. હે.
કહે મુળદાસ વેદની વાણી, રૂદિયા કમળમાં લઇએરે. હે.

---

## ચુંદડી.

સુંદરવરની ચુંદડી મહીછે આતમારામનો આંક ઓધારણ ચુંદડી,
તપ તીરથ મેં બહુ કર્યાં ને વરત કર્યાં અપાર;
ભગવતભવાની બહુ ભજયારે, મારે હરીવર મળવાની આશ સું.
બ્રહ્માએ વેણુ વાવીઆને, વંણુ ચારે વેદ;
સનકાદીકે સુતર કાંતીયાંરે, તેનો કોઇ ન જાણે ભેદ. સું.
ત્રીગુણે તાણ્યો તાંતણોને. માંહી પ્રેમના રસ પહાણ;
સુરત સુરતની નળી ચાલીરે, એના વણનારદા સત સુજાણ. સું.

ચારે મુગટના ખુટા રચ્યાને, માંહી તાંતણાના રંગ પાંચ;
ચોવીશું સાળે ચડયુરે, માંહી છે વિવેક વિચારનું શાસ. સું.
વીદુર વ્યાસે રંગી ચુંદડીને, સુખદેવે પાડી ભાત;
બહુ બુદ્ધિએ બુટ્ટા જડયારે, એની જુજવી જુજવી જાત. સું.
ગુરૂએ ઓઢાડી મને ઘાટડીને, ઉપર સુંદર શ્રીફળ માર;
ઓગુણ સાથે સગાઈ કરીરે, મારા પુન્ય તણો નહી પાર. સું.
વીવેક વીવા રચ્યાને, માંહી વૈરાગનારે લગન;
પ્રભુજી પીયુ પધારીઆરે, મારૂં મોલે ભરાણું છે મન. સું.
મન કરમ વચને માયરૂને (મેં) મેલી લોકની લાજ;
હાથેવાળો હરીશું ગ્રહયોરે, મધ્ય મંડપમાં મહારાજા. સું.
ચારે તે જુગની ચોરી રચીને, માંહી મન છે ખેતરપાળ;
પ્રાત હુતાસન પ્રગટીઓરે, માંહીછે વાણી તણી વરમાળ. સું.
કર્મ કાષ્ટનો હુવન કીધોને, મંગળ વરત્યા ચાર;
પીતાજીએ દાન બહુ દીધાંરે, અમે કોડે જમ્યારે કંસાર, સું.
રાતો રંગ રેણી તણો ને, એનો પુરણ લાગ્યો પાસ;
અનંત જુગે રંગ નહિ ઉલટેરે, વાસ છે શંમભુગદાસ. સું.
અખંડ અવાતણ વર હું વરીને, ધરણીને રાખ્યા પાસ;
જે જન ગાએ ચુંદડીરે, એનો વૈકુંઠ હોજો વાસ. સું.

---

## દેવાયત પાંડત ૭.

હે વીરા પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજીએજી;
ઓલા અજ્ઞાની ઉપાધી કરશે.
હે વીરા હેમનો ઠરેલ એક ઉંદર હતોજી,
તેને હંસે પાંખમાં લીધો;

સસીયર થયો ત્યારે પાખું સંધારી.
પાખું પાડીને અળગો થયો. હે વીરા૦
હે વીરા સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો,
તેણે મુવેલો વાઘ જીવાડયો,
હે વીરા એ વાઘે ઓલા વિપ્રને માર્યો,
પડકારીને પેલે થાપ્યો. હે વીરા૦
હે વીરા દુધ સાકર લઇને વણીયરને શોસ્સો,
તન મનથી વીખ નવ છાંડયો. હે વીરા૦
હે વીરા ભવના ભુલ્યા નર હીંડે ભટકતાજી;
ભલે વાંચીને ભેદ સંભળાવે, હે વીરા૦
એના લેખ લખ્યા છે અવળા;
દેવલ ચરણે દેવાત પાઠ બોલ્યાજી;
એતો સમજ્યા તે નર સવાલા. હે વીરા૦

---

## ભજન ૮.

પેલા પેલા પવન ફરૂકસે, નદીએ નહી હોય નીર;
ઓતર થકીરે સાયબો આવશે, મુખ્ય હનમો વીર.
દેવાયત પંડીત દાડા દાખવે, સુણ લે રેવલ દેનાર,
આપણા ગુરૂએ સત્ય ભાંખીયું, જુઠડાં નહીરે લગાર,
લખ્યાને ભખ્યારે સોય દીન આવશે. ટેક.
ધરતી સાથે હેમર હાલશે, સુના નગર મોજાર;
લક્ષ્મી લુંટાશે લોકો તણી, તેની કાંઇ રાવને બુમ. દેવાય૦
પોરેરે આવ્યો સંતો પાપનો, ધરતી ગાગેરે ભોગ;
કેટલાક ખડકે સંહારશે, કેટલાક મરશે રોગ દેવાય. દેવાય૦

ખોટાં પુસ્તક ખોટાં પાનીયાં, ખોટાં કાજીનાં કુરાન;
અસલજાદારે ચુડો પહેરશે, એ છે આરામનાં એંધાણ. દેવાય૦
જતી સતીને સાબરમતી, ત્યાં હશે શુરાના સંગ્રામ;
કાયમ કાલીંગને મારશે, તે નવલંક ધરસે નામ. દેવાય૦
કાંકરીએ તળાવે તંબુ તાણશે. સો સો ગામોની સીમ,
રૂડી દીસે રળીયામણી. ભેળા અરજુન ને ભીમ. દેવાય૦
પશ્ચીમ દીશાથી સાયબો આવશે આવે મારો જુગનો જીવન:
કળજુગ ઉથાપી સત્યજુગ થાપશે, તે બોલ્યા દેવાયત પીર. દેવાય૦

---

## ભજન ૯.

ગુરૂ તારે પાર ન પાયોરે, પાર ન પાયોરે;
પૃથ્વીના માલેક તારજો હોજી,
હાંરેહાં ગવરી પુત્ર ગણેશ દેવને સમરોજી,
સમરૂ શારદા માય. મેં વારી૦
હાંરેહાં જમીન આસમાન મુળ વિના માંડુજી હોજી,
થંભ વિના આભ ઠેરવ્યોરે. મેં વારી૦
હાંરેહાં ગગન મંડળમાં બાળક ખેલેજી હોજી,
બાળક રૂપ સવાયોરે. મેં વારી૦
હાંરેહાં જળહળ જોત્યું દેવા તારી જળકેજી હોજી,
વરસે નુર સવાયોરે. મેં વારી૦
હાંરેહાં સુખી જુનો ચેલો દેવાયત પંડીત બોલીયા હોજી,
સંતનો બોલા સનાયોરે. મેં વારી૦
ગુરૂને ઓળખ્યાજી હાજી સ્વામી તારો પાર ન પાવોરે,
પાર ન પાયો જીવન ઠાકોર તારો પાર ન પાયોજી. મેં વારી૦

---

# તુલસીદાસકૃત રામાયણ.

## મૂળદોહા, ચોપાઇ, સોરઠા વગેરે ગુજરાતી લીપીમાં

## અને સરળ શુદ્ધ ગુજરાતી ટીકા સહિત.

શ્રી રામાયણ એ શાસ્ત્રનું શાસ્ત્ર છે, ઇતિહાસનો ઇતિહાસ છે, અને જ્ઞાન તેમજ ઉપદેશથી અક્ષરે અક્ષર રસમય બનેલું વાર્તામય વાંચન છે, વળી તેને સમર્થ મહાત્મા તુલસીદાસજીએ એવી રસમય વાણીથી રચેલું છે કે તેનું રસામૃત પાન કરતાં કરતાં ભકતોનાં હૃદય ડોલવા લાગે છે, અને ભક્તિરસથી ઉછળી ઉછળીને ઉભરાઈ જાય છે તેમજ ગુજરાતી ભાઇઓની સગવડ ખાતર આ પુસ્તકનો મૂળ હિંદી ભાગ પણ ગુજરાતી અક્ષરોમાંજ છપાવેલો છે. અને બહુ સાદી અને સરસ ટીકા આપેલી છે એથી બાળક અથવા વૃદ્ધ તેમજ સામાન્ય શીખેલા અને સાક્ષરો બધા એક સરખી રીતે તેનો સંપૂર્ણ લાભ લઇ શકે તેમ છે, આટલી બધી મહેનત લેવા છતાં કહી શકીએ છીએ કે આવું સ્વચ્છ અક્ષરોમાં રોયલ ૮ પેજી પુસ્તક કદ પૃષ્ટ ૧૪૪૦ સુંદર સોનેરી પાકું પુઠું છતાં ઉત્તમ ગ્લેજ કાગળ કિંમત રૂ. ૩) ટપાલ ખર્ચ ૦—૧૦—૦ રફ કાગળ કી. ૨—૮—૦ ટપાલ ખર્ચ ૦—૮—૦

## જેસલ ૧૦

નહી મેરૂ નહી મેદની. નોતા ધરણિને આકાશ,
ચાંદાને સુરજ દાય નહોતા, તેદી ધણી મારો આપો આપ
પીરને પોકારે મુજ ભાલરા, સતી તારો ધર્મ સંભાળ,
પોતાના પુન્ય વિના પાર નહિ, ગુરૂવિના મુક્તિ પણ નોય પીરને.

---

## ભજન ૧૧

વારે વારે કહું મારા દીલડાની વાત, જાડેજા કરી લે ભલાયુ,
થોડા જીવણારે જેસળજી,
હરખેડતો મેં તો ધાર્માને માર્યો, પાદર લુંટી પાણીયારી;
કાઠીરાણી પાપ પ્રકાશો, ધણી આગળ જેસલજી. વારેવારે.
તોરણ આવ્યો મોડબંધ માર્યો, પીઠીયાળાનો નહિ પાર;
કાઠીરાણી પાપ પ્રકાશો ધણી આગળે જેસલજી. વારેવારે,
ચોવીસ વરસ લગી ચોરીયું કીધી,
અમારા અવગુણનો નહિ પાર;
કાઠીરાણી પાપ પ્રકાશો ધણી આગળે, જેસલજી. વારેવારે.
આવી આવી અતીથી જમાત જાડેજા,
તેમાં તો સાયબો મારો આવીયો;
અવર બાવાને ભગવો ભેખ જાડેજા,
સાયબાને પીતાંબર પાઘડી. વારેવારે.
રોજાં ચરે નવલખ જાડેજા, તેમાં તે સાયબો મારો આવીયોરે;

અવર રોજાને લાંબી શીંગ જાડેજા;
સાયબાને સોનેરી શીંગડી વારે વારે.
અવર રોજાને ઘાસ જાડેજા, સાયબાને કસ્તુરી કેવડારે;
જેસલજી બોલીયા તોળલ કાઠીરાણી જાડેજા;
બોલ્યા તે પીરહુદી પાંખડીરે. જેસલજી. વારે વારે

---

## ભજન આગમ ૧૨

શબ્દોના બાંધ્યા સંતો શું કરે, પુરા સાધ્ય હોય ત્યાં જઇ મળો;
વાયક આવ્યોરે સંતો દો જણાંરે, ત્રીજું કેમ સમાય,
પંથ ઘણો જાવું એકલું, એ પાળાં કેમ ચલાય. શબ્દો.
સોના કટારી સતીએ કર ધારી, પાળી માંડી છે પેટ;
કુખ ખેદી કુંવર જનમીઓ, એ જન્મ્યો માજમ રાત. શબ્દો.
હીરની દોરીનો બાંધ્યો હીંચકો, બાંધ્યો આંબા કેરી ડાળ,
પવન હીંચોળા હરી મોકલે, આલમ તારો આધાર. શબ્દો.
આઈ પડોશણ મારી બેનડી, રોતાં રાખને નાનાં બાળ;
અમારે જાવું ધણીને માંડવે, તારા કેશુ જારને જુહાર. શબ્દો.
ત્યાંથી તોળી રાણિ ચાલીયાં, આવ્યાં વનડા મોજાર;
વનમાં વસે એક વાંસરી, ઠેકે મોટેરા ઠેક. શબ્દો.
ત્યારે તોળી રાણી બોલીયાં, સાંભળો વનડાના રાય;
ઉરે વળગાડી તારાં બચડાં. રખેને ભુલતી ચોટ. શબ્દો.
મારાં બચડાં મારી ઉરમાં તોળલ ત્યાં તાહરાં સંભાળ;
કોળીયા અનને કારણે, પુત્ર તારો આંબાની ડાળ, શબ્દો.

પુત્ર સંભળી પાનો ચડયો, અંગડે વાપી છે પીડ;
જાન હતાં સતીનાં થરહ્યાં, પડતાં છાંડયા પ્રાણ. શબ્દો.
ગરથ ગણી ગાંઠે ધરો, એ તોળલ છાંડયા પ્રાણ;
અધવચ ધોરી ડુલ્યા, એનો સ્યો દેશું જવાબ. શબ્દો.
જેશલ ગાંઠડી ઉપાડીયાં, ચાલ્યાં ધણીને દરબાર,
સામા મોહોલ મહારાજના, દીપક રશીઅલ ચાર. શબ્દો.
અતમાં ગાંસડી ઉતારી, હે ઉઠો તોળલ દેનાર;
તમો જાગ્યે જામો જાગશે, બોલ્યા જેસલરાય. શબ્દો.
ગાય શીખે સુખે સાંભળે, તેનો વૈકુંઠમાં વાસ;
સાંસટીયા કાઠીની વિનતી, જામો ગોળલદે નાર. શબ્દો.

---

## ભજન ૧૩.

પીરકેવરાણારે જેસલનેતોળીભાઈ,સાધકેવરાણારે જેસલને તોળી૦
જેને હલડે ભ્રાંત કોઇએ ન આણીરે,
આલા હો જુગમાં સીધ્યા પીર જેસલમે તોળી. ટેક૦
બીજડી થાવરને જયારે જમૈયા રચાવ્યોરે હાં૦
ધણી કેરા પાટ મંડાણરે હાં૦
આજમરાતન હુવામને મંછ્દા,ત્યારે ચોરીથી ક્રોધેઆવ્યોરેઅલાહો૦
તોળીને ઘેર જયારે જામૈયાં રચાવ્યોને હાં૦
અને કાઠીડે કાંધી કમાણીરે ભાઈ;
તોળી ઘોડી લઇ જેસલને સોંપ્યાં,:
ત્યાં સાહેબ સંઘાતરે, અલા હો૦

ચોવીશ વરસ સુધી શોરી કીધીરે હાં૦
અને ઘણેરા જીવ સંતાપ્યારે;
ધોળાં આવ્યાં ત્યારે ધણીને ધાર્યો,
ત્યારે મંદીર પધાર્યા મોરારી. અલા હો૦
અકલ ખેતરમાં કોણ નર સીધ્યા;
જેસલને પીર જેતોરે ભાઈ:
અંજારમાં અજેપાલ સીધ્યા,
ત્યારે તોળલે ત્રણ નર તાર્યારે. અલા હો૦
બીજ હતું તે સાધુ મુખ વાવરૂંરે હાં,
અને વેળુ વાવી ઘેર આવ્યારે;
એક નને હુઈ અલખ આરાધ્યો,
ત્યારે સાચા મોતી ઘેર લાવ્યો. અલા હો૦
ઉંચા મોહોલને તે પર આંબલી હાં,
અને નીચા ગંગાજલ પાણીરે,
આલદે કોટવાલે ઉભા આરાધ્યો,
ત્યારે જેસલ તોળી નર વાર્યારે,
અલાં હો જુગમાં સીધ્યા પીર જેસલ તોળી,
હલડે ભ્રાત કોઇએ ન આણીરે હો અલા જુગમાં.

---

## ભજન આગમ ૧૪

કાળ ક્રોધ મન માયાને વારોરે, સાધુ ધરમ સંભાળોરે હોજી;
અનવૃત્તિ બાવો શું સમજાવેરે, પવન વેગથી વ્યાસેજીરે સંતો.
આઠ કુળ પરવત ધરા જેમ ધુજેરે,

સોળા જુનમો હુશે રે હોજી. કાળ૦
દશમે દરબાર ગુરૂએ દયા વરતાવીરે,
રણ વગડામાં ગરૂએ રમતો માંડીરે;
પાપી પરલ હોશેરે હોજી. કાળ૦
મનના માન્યા ગરૂએ મેઘ વરસાવ્યા,
ત્યારે પડઘ કાળીંગો લાગ્યોરે હોજી. કાળ૦
નાગર વેલે નિત્ય ફળ હોશેરે,
એવાં વાંજીયા વધારો બાવો કરશેજીરે સંતો,
એ અમરફળ સાધુ ધરે હાંસે ત્યાં,
ત્યાં કાળીંગને મારોરે હોજી. કાળ૦
મેં પણ લોભી મેં પણ લાબચુરે,
ચરણાંગત સ્વામી તારોરે જીરે સંતો;
સઘળા પંડિતના ગુરૂ દેવાયત બોલ્યારે;
મેં આધીનતા તારોરે હોજી. કાળ૦

---

## અખો ૧૫

એક દીન એસો આવશે તે સબળ મારા રૂદીયામાં સાલેજી
સગાંરે મીત્રને કારણે કોઈનું જોર નવ ચાલેજી;
કડે કટ એને સૌ કરે જાણે જનોજ મોતાજી. એક૦
ઘટનો ઘુંઘટ આળગો કરો રોકયા દસે દરવાજાજી;
કાળે કાયાનો ગઢ ઘેરીઓ. રોકયો દેહનો રાજાજી. એક૦
સોળ વરસની ચંદરી, ઉભી ટગમગ જુવેજી;

આરે કાયામાં હવે કાંઈ નથી, ઉભી ધ્રુસ્કે રૂવેજી. એક૦
વેહ વીંટીને સાંકળાં, વાની વીધના વાગાજી,
કુટુંબ મળ્યું સહુ સામટું, સર્વે લુટાવાને લાગ્યાજી. એક૦
સગાંરે સગાંરે તમે સું કરો. સગાં વળાવી વળશેજી,
સગાંરે વન કેરાં લાકડાં, આવી ભેળાં બળસેજી. એક૦
કોના છોરૂ ને કેનાં વાછરૂં, કોના મા અને બાપજી,
અંતકાળે જાવું એકલું, સાથે પુન્યને પાપજી. એક૦
એક નહિરે ત્રાપો, નહિં તુંબડા, નહી કાંઇ ઉતારાનો આરોજી;
કરજોડી અખો એમ બોલીયા, પ્રભુ મને પાર ઉતારોજી. એક૦

---

## ભજન ૧૬

આજદન લેખ લખાયો રે હાં, ઘેર આવો સતગુરૂ સાથરે;
કરમલ વેલડીના કાગળ કાચા, દુર કર્યાં અપરાધરે હાં;
રામનામ નીજ મંત્ર ચણાવોરે. શબ્દ સુણાયો આર ધરે;
વચન સુણાવા કયુ ભેદ સુણાયા, સુણાવો અનહદ અર્થજી. આ૦
અર્થ કીધો પરમાર્થ કીધો, લીધો પોથીનો સ્વાદરે;
મોરી શંકા ગઇ હુજુરમાં, લખ.વેઃ બલી કરી ફરીયાદરે આજ.
સતગુરૂ સાચા મળીયા, જેમ બતાવ્યાં નીજ જ્ઞાનરે;
કરી અમને દરશન દીધાં, મેરૂ કરે મહારાજા આજ.
સુના મંદીરે આમાં સતગુરૂજી બેઠા, ધરી એકાંત આરાધરે;
જુતનાથ ચરણે ભણે અખારામ, મેલી દીયો નુગરા સેવવા. આજ.

---

## ભજન ૧૭

ચેતન ચેતજોરે હાં આવ્યો તારો, મળ્યા જનમ અવતાર ટેક.
સ્મરણ કરી લે જીવડા સભાગીઆનેરે,
પ્રભુજી ભજો તો ઉતરો પાર. ચેતન૦
કાયા કાગળ જેસી કોટડીમ, ભરીએલા અનગળના ભારરે;
કાયા બેઠી તારી બુડવા લાગીને સંત ઉતારે ભવપાર. ચેતન૦
હરીના નામના હાટજ મંડાવોને, ભકતીનો કરો વેપારને;
વીઠલ નામની વસ્તુ વોરોરે, તોલા રાખો ઠેક શાલરે. ચેતન૦
ધીરજની તમે ઢાલ બાંધોને, સયની બાંધો તરવારરે;
રામનામ બખતર પેરોને, મારલા કાળીંગાને માર. ચેતન૦
માત તાત તારાં કુટંબ કબીલાને, ઘરે સકળવંતી નારરે;
હાર તુંઠયા એને સુખજ આપેને, જમવા આપે ઝાઝી જારરે. ચે૦
સેજ તળાયુને અવલ ઓસીકા, ને ધનદોલતનો નહિ પારરે;
આંહીનું ધન્ય તારૂં આંહીજ રહેશે, ને સાથે નહિ આવે,
તલભારરે. ચેતન૦
કેવાય તો તમે અન્નદાન દેજોને. ભર્યા ગરથ ભંડારરે;
ભુતનાથ ચરણે ભણે અખીયોને, સત વચન છડીદાર. ચેતન૦

---

## અખો ૧૮

આતમ એકછેરે હાં ઓદર એક ખાણરે;
બાર આવ્યા પછી ઓતમ, મધ્યમ છે તાંણુ વાણરે. આતમ૦
ભાઇરે બ્રાહ્મણથી ત્રીવેશ્ય, સુંદર બાંધ્યાં છે વરણ ચાર;
સોનું સરવે એક છે, એના ઘાટ ઘડયારે અપાર. આતમ૦

આઇ મેલો મમતાને કાળો સંસેરે પરહુરો ને પાખંડરે;
શેરડી સરવે એક છે, થાળ સાકરને ખાંડ. આતમ૦
હાથી કેરાં હાડકાં, કહેવાય સવાસણ નારરે.
નાવણ ચોકો નીત્ય કરે, એના જોજો અવળાએ ન્યાય. આતમ૦
નવસેનવાણું નદીયોનાં નીર ચાલ્યાંને, જુજવાં જુજવાં તે જાય
આઇ સરવાળે સૌ એક છે, એના નીર પોજવાં નજાણ. આતમ.
આચારીને સદાય અવગલ. મુળ શોધ્યા વિના ભ્રમરે;
કહે અખો આતમ રૂમ વિના, કેમ કરી છુટસો કરમ. આતમ૦

---

## ભજન ૨૦.

જીતો જ્યારે જાણીએરે હાં, એડી રોયાનો હું હું કારરે;
કાળના તું તો કટકા કરજેરે, માથું ઘાઢયે દેજે મારરે;
ધીરણના ધનુષ દયાની પણુસુરે, ભજન ભલકારે સારરે;
સંત શમશેર ખમા ખડગ, લઈને ઝુંઝે એમ જુઝાર, જીતો.
પ્રેમનાં બખતર તવ શીખ પેરોને, વળગે નહીંરે વીકારરે;
રામનામ સ્મરણ કરી લ્યોને, દીપશો ધણી દરબાર. જીતો.
અરગ ભોરીંગ ચળીને ખંતે મજ્યા ખુચારરે,
તું તો મનને ખેલીશમાં એકતાર, શીલઅધુક સંતો દારૂરે. જીતો.
જ્ઞાન ગોળારે સારરે, માર મમતાને મટે સંશે તાર,
સમજીને ખેલ સીકાર સામસામા, મેલો મનના ભામરે. જીતો.
હાથ કરો હથિયારરે, ધ્યાન ચોકીમાં ચોર ન લુંટરે,
કબુલ કરશે કીરતાર. જીતો.
પારકું ધન્ય તમે જાણોરે, મસાણ ભોમી સારરે.
આકાસ રોજી તારી ઉતરે, તારા આહારનો નાવે પાર. જીતો.
વસમી છે ઘાટીને ઉતારો માટીરે હરખ શોક હજારરે;

જગત જળી રહીછે, બળી તેનો ડાગ ન લાગે લગાર, જીતો.
જ્ઞાન ઘોડાને સાચ દોડાને; તેપર થાઓ અસ્વારરે;
ભુતનાથ ચરણે ભણે અખેયોરે, ખેલ છે ખાંડાની ધાર, જીતો.

---

## ભજન આગમ ૨૧

જોત્યેને પાટેરે જામે જાગશે, મળશે વરણ અઢારરે,
મોટા મોટા મુનીવર આવશે, બેઠા આસન વાળીરે;
વીરા મારા ત્રાઠીયું વધાવીયું.
સાચા સતગુરૂ મુનીવરને શેવીએ,
ચંપો મરવોને રૂડા કેવડો લીલી નાગરવેલરે;
ફુલી ફુલીને ફળ જામશે,
મેલો મનડાની આંટીરે. વીરા૦
સામટો સ્વાર્થ તમે કયાં કરો ફુલ ખાઓને વેચીને,
આવતા અભ્યાગતને ઓળખો,
જીવડે આંખ્યો મીચીરે, પાખંડ મેલીને થાઓ પાધરાજી. વીરા૦
મારો રાખોને દરીખારે,
વેલા વાલા શું તાણશે, ઘર લેશે ધમળારે. વીરા૦
મનનો રાહો ત્યાં રણ ચડયો, દલ સામા ડગલારે;
શીશ પડે વાકો ધડ લડે, પાછાં ન ભરે પગલાંરે. વીરા૦
છડીયુંવાળારે છડી ચાલશે, કેમ પોચશે પાળારે;
ભલીયુંવાળા જયારે ભેટશે, કાયર દેશે મો ટાળારે. વીરા૦
પારકાં ભોજન તમ કાં જમો, જમતાં લાગે છે મીઠાંરે;
તલતલનાં લેખાં ઘણાં માગશે, જડસે ઝાઝા જુતારે. વીરા૦
રહેવુંરે પરમેશ્વરના પંથમાં, ખેલવું ખાંડાની ધારરે,
ભુતનાથ ચરણે ભણે અખેયો, માચલા મનજરને મારોરે. વીરા.

## જીવણદાસ ૨૨.

સમજ મન તું સોયનર ઘેલા, આવ્યો વાયદો અડેકડે, (૨)
રામ નામની છડીયું ચાલે, સીચાંણો અજ્ઞાન ચડે;
પલમાં પાણી પકડી લેશે, જેમ પંખીમાં બાજ પડે
તું તો ભુલ્યોને સુને ભુલ્યો, પરનારી શું પ્રીત કરી;
એ દહાડા પ્રાણી દલમાં રાખો, અંતકાળે એ આડા ફરે. સમજ.
છાની વાતો ચોરે ને ચોટે, ધારણ વિનાની નાવે ધડે;
સંતની સેવા જ્ઞાનગરીબી, એ જુગટીયાના નહીં જડે. સમજ.
જગજીવનસે ઝગડો લાગ્યો, અનેક ભુપતયાન ભડે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે, તે પ્રતીત હોય તો પાર પડે. સ.

---

## ભજન ૨૩.

હીરલો લાધ્યો મુજ રાંકનેરે, કોટી એનાં કેવાય;
ઝવેરી મળેથી એને પારખ્યાં, એનાં મુલ તો મોંઘેરાં થાય;
વરતવ જોઇ વસ્તુ વોરીયેરે હાં, જેમાં અવગુણ નોય. ટેક.
સત્‌ગુરૂએ મારી સુને શારડી, સાર બેડો કદીયા આંય;
ટંકશાળે ગયા પાછા નહીં ફરે, નાણાં સાચાંરે કહેવાય વરતન.
ચિંતામણી મણીરે સોહામણી, શોભા વરણવી ન જાય;
જેને દીઠે કમળ ઠરે, આપ સરીખા કહેવાય. વરતન.
મુંઢારે ગરવા મારા સાધશે જેનો સોનેરી રંગ;
ધોણે ધોણેરે રંગ નવનવો. ઉલટી જાશેરે પતંગ. વરતન.
ત્યારે ખોટાના લેશે પારખ્યાં, જેમ તાવમાં તરત પરખાય.
કહેરે જીવણ એને જોખતાં, કુડીયાં સાંધણમાં જોય. વરતન.

---

# શીવપુરાણ.



આ ગ્રંથમાં બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરનું ઉત્પન્ન થવું. દક્ષકથા, તારકાસુર આખ્યાન, કામદેવનું દગ્ધ થવું, પાર્વતીનું તપ. શિવ વિવાહ, કાર્તિક સ્વામીની ઉત્પત્તિ, ત્રિપુરાસુર આખ્યાન, લિંગોત્પતિ, ચંદ્ર ઉત્પત્તિ, દ્વાદશ જ્યોતિરલિંગ કથા–મહિમા, ગંગાની ઉત્પત્તિ તથા કાશી મહાત્મ્ય, ગૌતમ મહાત્મ્ય, પતિવ્રતાના ધર્મ, શીવસહસ્ત્ર નામ, શીવરાત્રી કથા, પંચીકરણ રૂદ્રાક્ષ તથા વિભૂતિ મહાત્મ્ય, એ વિગેરે ઘણી બાબતો તથા આખ્યાનો તેમાં આવેલાં છે, રામાયણ તથા ભારતના જેવું રસિક રાગ રાગણીથી બનાવેલું મ્હોટા કદનાં લગભગ ૩૦૪ પાનાં સોનેરી બાઇન્ડીગવાળું પુસ્તક છતાં,

## કિંમત રૂા ૧–૮–૦ પોસ્ટેજ ૦–૪––૦

પુસ્તક મળવાનું ઠેકાણું.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા–અમદાવાદ.

## ભજન ૨૪.

વેલા પધારો હરીસંતોનીવારેરે, મારી વારે ચડો વીશ્વાધારરે—ટેક.
રાણી રૂપાદે જે દી પાટ પધાર્યાંરે, જામૈયો રચ્યોછે અંજારરે;
સોનાની થાળીએ જેદીફુલડાં રચાવ્યાંરે.કર ગ્રહ્યો કીરતારરે,વેલા.
જુનાગઢમાં મેંતો નરસી કેવાણોરે,સોનાની હુંડીયું સ્વીકારીરે.
કુંવરબાઇનું જે દી મોશાળું પુર્યું રે, વાલો થયાછે વેપારીરે. વેલા.
રોહીદાસ માગે જે દી બ્રાહ્મણ કોપ્યારે, ખરચી મંડાવી એને ખાતરે.
અનુભવી પ્રભુ આસરો તમારોરે, તારા બાનાની પત રાખોરે,
કોલવા ઉપર જે દી કરૂણા કીધીરે, દેવળ ફેરવી છે દેદારરે,
દાસ જીવણ સંતો ભીખ કેરે ચરણે, મંદીર પધારો મારારે.

## ભજન ૨૫.

મીરાંબાઇ પુરવ જનમની છે પ્રીતરે, નામ નહીરે છોડું હરી
મારે રૂદિએ લખ્યા હરીના લેખરે, નામ નહીરે છોડું હરી.
ગોખમાંથી મીરાં ઉતર્યાં અને આવ્યાં મહેલની બહાર,
લખી કાગળ રાણો મોકલે, એ મીરાં એકવાર ચોતોડગઢ આવરે.
ચાર પાંચ પત્ર રાણે મોકલ્યા, જાજો મીરાંને પાસ,
સગુણ જેવું મીરાં સાસરું, તજવું મામાને મોશાળ.
લખી કાગળ રાણો મોકલે, દેજો મીરાંને હાથ;
ચાર પાંચ આલું મીરાં ગામડાં, અરધું આલું તુને રાજ. નામ.
તમે રાઠોડની કુંવરી અમે છીએ ચમાર, કાલે રાણો ઘેર આવશે;
મીરાં શુ થાશે હવાલરે. નામ.
ઝેરના કટોરા રાણો મોકલે, દેજો મીરાંને હાથ;
અમૃત કરી મીરાં પી ગયાં, મારો સાયબો રાખે મારી લાજ. ના.
પાટ સરખી પીળી થઈ મીરાં, લોક જાણે પડયા રોગ;
એવી લાંધણ તો મીરાબાઇ કરે, મારે હરી ભજાનો આવ્યો જોગ.

રાણોજી ખબર મોકલે, જાજો મીરાંને મોહોલ;
મીરાં મુવાં હોય તો બાળજો, ડાગ દેજો જમનાજીને ઘાટ, ના
ઝાંઝ પખાજ વેણુ વાગીયાં, ઝાલરનો ઝણકાર;
કાશી નગરના ચોકમાં, મને ગુરૂ મળ્યા રોહીદાસ. નામ.
ભાદરવો ભલે ગાજીઓ, નદીએ ખલકીયા નીર;
દાસ જીવન સંતો એમ કહે. મીરાં ભજનમાં રહેજો ભરપુર. નામ.

ભજન ૨૬.

જુગના જીવન વે'લા આવોરે;
મારા પ્રાણ પાતળીયા વે'લા આવોરે,
હો તમ વીના મારે અંતરમાં અંધારૂં,
નાભી કમળ પર ચુરતા સામળીયા;
અધ્ધર તખ્તપર મારા આપ બીરાજે;
ચુખમણા નારી જો સેજું બીછાવે;
તારે રાસ રમ્યા રંગ ભીના. હો તમ૦
સાત સોનાના હરી વાઘા સામળીયા.
પાનેતરમાં રંગ ભીના ભીના સોઇયેરે;
વાલો વાંદરશી મરવાને બેઠા,
ત્યારે વીંટાણા સો વરમાળે. હો તમ૦
મધુરી શી મોરલી વાગી શામળીયા,
સુતા મંદીરિએ રાણી રાધાજી જાગ્યાં;
જાદવકુળને એટલું કેજો,
એ ચાગ દહાડા વેલા આવો. હો તમ૦
કોરા કાગળનો કટકો સામળીયા,
મસ આંધી લેખ નોતી;
કુંવરબાઈનાં મામેરાં પુર્યાં,

તે છાબુ ભરીને વેલા આવ્યા. હો તમ૦
સાચું ઘરેણું મારે તમે શામળીઆ,
અવર ઘરેણું મારી નજરમાં ન આવે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
તે દાસને દરશાન દેજો. હો તમ૦

ભજન ૨૭

રામ સમર મન રામ સમર લે, અરે મુર્ખ કયું મન સુતા;
જાગ્રત નગરી ચોર ન લુટે, જબ મારેગા જમ દુતા. રામ.
જપ કર તપ કર કોડી અગ્ના કર, કાસી જઇ કરવત લેના;
મુઆ પછી મુકિત નહિં હોવે, રણમેં સરજે જમ દુતા. રામ.
જોગી હોકર જટા વધારે, અંગ લગાવે ભભુતા;
દમડી કારણ દેહ જલાવે, સો જોગી નહિ જમ દુતા;
જોગી હોય સો જંગલ રહેવે, કાળ કરોધકું (દે) દંડા;
અધર તખપર આપ બીરાજે, સોય જોગી હય અબધુતા.રામ૦
સુતા સો નર ગયા ચોરાશી. જાગ્યા સો નીરભે હોતા;
દાસ જીવણ સંતો ભીમને ચરણે, અનુભવી અનુભવ લેતા રામ.

ભજન ૨૮

મેં મસ્તાન્નની બસ્તી ખેલુ, મેં દીવાના દર્શકા;
ક્ષમા ખડગ લઇ આગે હોતું, મેં સીપાઇ હું સેરમકા,મે મસ્તા.
ધનનન ધનનન ઘડીઆળા વાગે, તાલ પખાજ અર મ્રદગા;
સુન સીખર ગઢ સેન ચલાવું, નાચ નચાવું નવરંગા.મેં મસ્તા.
રાય આંગણીએ વાસરે પાવું, ધીમા ઢોલ બચાવુંગા;
નટવા હોકર નાચ નચાવું, અણુભેપદ લઈ આવુંગા. મેં મસ્તા.
મેં દાસી સબ સંતન કેરી, પાઉ પીઆલા અવીનાસી;
ખોજ ખબર તુજો દીલ ભીંતર, રોમરોમપર લે લાગી. મેં મસ્તા.

જીવન સુનલો સાધો ભાઈ, કઠિણ કામ હે વૈરાગી;
ગુર સુરતકી સાન ઠેરાણી, સકલ ભરમની ભે ભાગી. મેં મસ્ત૦

## ભજન ૨૯.

અમારા ને અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારેજી;
અમારા અવગુણ સામુ મત જોય. (ટેક)
ગુરૂજી મારા દીવોરે ગુરૂજી મારા દેવતારેજી;
ગુરૂજી મારા પારસમણીને તોલ. અમારા૦
ગુરૂ મારા ગંગારે ગુરૂ મારા ગોમતીરેજી;
ગુરૂ મારા કાસી ને કેદાર. અમારા૦
ગુરૂ મારા ત્રાપારે, ગુરૂ મારા તુંબડાંરેજી;
એ તુમડે ઉતરીએ ભવપાર. અમારા૦
જાલીડાં મેલાવોરે ગુરૂ ગમ જ્ઞાનનારેજી;
એ જાલીડાં જરણી માહેલો જામ. અમારા૦
ગુરૂને પ્રતાપે દાસ જીવણ બોલીયાજી,
દેજો અમને સંત ચરણમાં વાસ. અમારા૦

## ભજન ૩૦.

દેખ્યા હોય તો કહી બતાવો, મોતી કેસા રંગા હોજી;
ગુરૂગમ કરી ગોતો ગગનમાં, ત્યાં છે ગુમાગંગા. દેખ્યા૦
ધુવડ ગુરૂને છીપા ચેલા, દીવસે નહીં પગ ડંડાજી;
અગમ ભાખે પણ ગમ નહીં નરને,
આપ વખાણે અખંડા; દેખ્યા૦
દીપક ગુરૂએ જ્ઞાન બતાવ્યું, નામ પ્રતાપ નવડંડાજી;
પીંડ બ્રહ્માંડમે અપરંપારા, નહી સુરજ નહી ચંદા. દેખ્યા૦
ક્યાંસે આયા ક્યાં સમાણાં, અહી બડા અચંબાજી;
મોતી ન નીરખ્યા પિયુ ન પરખ્યા,
આભ ભયા આનંદા. દેખ્યા૦

આત્મ ચીન્હો અનુભવ પામ્યો. મટી ગયા સાચફંદાજી;
દાસ જીવણ સંતો ભીમને ચરણે,
ધ્યાની પુરૂષના ધંધા દેખ્યા૦

## ભજન ૩૧.

જાવું છે મરી મેરમ જાવું છે મરી, લે લગાડી રામ ભજીલે,
મેડી મંદીર માળીયાં તારાં જાશેરે પાડી,
કાચી કાયાનું સ્થુલ બંધાણું, જાણે ધુલની ધુળની પડીરે, મેરમ.
સગુ કુટુંબ તારૂં લુટવા લાગે ને નહી રાખે કાંનની કડી;
કાઢો કાઢો એને સહુ કહે, હવે રોકોમાં ઘડી (૨) મેરમ.
ફુલને ઘોડે ફુલી રહ્યા છો. જાણીએ ગરશામાં ગળી;
જમડા આવશે જીવ લેવા, પછે ભાગશે નળી ભાગશે નળી. મેરમ૦
સાધુ સંગ ગુરૂની શેવા. એ વાત છે ખરી;
દાસ જીવણ સંતો ભીમ કેરે શરણે,
જન્મ જાય ટળી—જન્મ જાય ટળી. મેરમ૦

## ભજન ૩૨

મારો બાળપણાનો બેલીરે, મારી કાયાનો સંગીરે;
જેણે પ્રીત જગતમાં કીધી,
વાહાલા મારા પહેલી પ્રીત ધ્રુવજીએ કીધી;
જેણે અવીચળ પદવી લીધીરે. જેણે.
વાલે મારે ભાવે ભાજી વીદુરની ખાધી,
જેણે સંગતે ગુણકા સાંધીરે. જેણે.
વાલે મારા જલમાં ગજે બુમ કીધી.
તેની તરત ખબર લીધીરે જેણે.
વાલો મારો વનરાતે વનના વાસી,
એમ બોલ્યા જીવણ દાસરે. જેણે.

## ભજન ૩૩

મારે બાળપણાની પ્રીતરે, પુર્વ જનમની પ્રીતુરે;
ઓધા મોલ આવોરે.
જોઈ જોઈ વેરિએ જોત્યું, બીબા વિના પડે ન ભાત્યુરે;
ભાર ઝીલે ભીતુંરં, ઓધા મોલ.
તુજ વિના નથી રેવાતુ, વાલમ આવો કરીએ વાતું,
આવી છે એકાતુરે. ઓધા મોલ.
દાસ જીવણ સંતો ભીમને ચરણે વારણા લઉં વારી વારી;
ગરીબ ગવાણીરે. ઓધા મોલ.

## ભજન ૩૪

ઉશી ઉધારા તારા કેટલાક રહશે વહાલા,
ઓળીયું લીધું છે માગી ભાડે. ટેક.
એવો મોધો મનખો મેલીને જાવું છે એક દહાડે,
સગુરે કુટુંબ ઝાંપલા સુધી વાલા;
મીત્રો વળાવા આવ્યા ઉજડ પાડે. ઉશી.
દેહના ડુંગર તારા ડોલવા લાગ્યા વાલા,
વચને બંધાયા દેહીએ કાચો નડે— ઉશી.
દાસ જીવણ સંતો ભીમને ચરણે વાલા,
સાધુ વોળાવા કોઈ નહી પાડે— ઉશી.

## ભજન ૩૫

સતગુરૂ મળીયા એના સંશય ટળીયા,
મારી બે ભરમણા ભાગી. ટેક.
જીવેરામ બે ભરમણા ભાગીજી,
જ્ઞાન ગબરૂ મેં તો કઇ નહિ જાણ્યું;
મારી સુરતા સાહેબશું રે લાગી. જીવેરામ. ૧

નાભી કમળસે નાવ ચલતહે,
જળહુળ જોતુ એ જાગી. જીવેરામ. ૨
સુરા નર તો સનમુખ ચાલે,
કાયર જાશે ભાગી. જીવેરામ. ૩
બીજળી બંદુકડીને પ્રેમ પલીતો:
અમને જ્ઞાન ગલોલી લાગી. જીવેરામ. ૪
દાસ જીવણ સંતો ભીમને ચરણ,
સંત મળ્યા સુહાગી; જીવેરામ. ૫

## મીરાંબાઇ ૩૬.

બારતો ધણીનો દીનાથ, વતું અમે કેમ કરીએ.
લટકમાં આવુંને લટકામાં સમજાવુંરે;
એક ઠેકાણું તમને એવું બતાવું તે; બે ઘડી ઉભા રેજોરે
સુખદુ:ખની આપણ વાતું કરીએ વાલમજોબન જાય રસ લેવારે ૨
સોના ઇંઢાણીને રૂપલાનું બેડુ હાથમાં જળ જમુનાની જારી;
ચાણી રાધાજી જાણે પાણીડા ચાલ્યાં, જાણે સોળ વરસની નારી. ૩
સોળે શણગાર તારે અંગે બીરાજેને હાથમાં સોનાકેરો ચુડો;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વાલા વર છે રૂડો. ૪

## ભજન ૩૭.

નીત નીત ભજવું તારૂં નામ, તારૂં નામ મારા સામરે,
પ્રેમ થકી મને પ્રભુજી મળ્યા હોજી. નીત નીત.
સુની સેજડીઆ મોરી નીંદ્રા ન આવે વાલા,
કાંઇ નવ સુજે ઘરનાં કામ મુને કામ; પ્રેમ.
આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમના,
વચમાં ગોકળીયું રૂડું ગામ રૂડું ગામ. પ્રેમ.
ભાતરે ભાતના ભોજન પીરસીયાં વહાલા.
જમવા ન આવે ઘેલો સામ ઘેલો સામરે. પ્રેમ.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
છેલ્લી બાકીના રામ રામ રામ રામરે. પ્રેમ.

## ભજન ૩૮.

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઈ અમે બાળકુંવારારે; કાનુડો.
જળરે જમનાનાં હુંતો, ભરવા ગઇતીરે.
કાનુડે ઉડાડયાં આછાં નીર-ઉડયાં ફરરરરરરે. કા૦
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે,
સોળસે ગોપીનાં ઝાલ્યાં ચીર ફાટયાં ચરરરરરરે.
હુંતો વરણાગી કાના તારારે નામનીરે,
કાનુડે તાણીને માર્યાં તીર વાગ્યાં-અરરરરરરે. કા૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ-ઉડી ફરરરરરરે. કા૦

## ભજન ૩૯.

જીનું થયુંરે દેવલ જીનું થયુંરે,મારો હંસલો નાનોને દેવલ જીનુ૦
આરે કાયા હંસા ડોલવાને લાગી,દાંત ગયારે માહે ખુરીયાં મારો.
આરે કાયા હંસા પડવાને લાગી,
ગયો હંસને પાંજર પડયુંરે રહ્યું; મારો.
તેવતેવડીરે હંસા મળી ગોવાલણુ, તેશું મનડું મારૂ મોહ્યું.મારો.
મીરાં કહેપ્રભુ ગીરધરના ગુણ પ્રેમના પ્યાલા તમનેપાઈપીઉં.મારો.

## તોળી રાણી ૪૦

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર.
સ્વપ્ના જેવો છે શંસાર, શમ તોળી રાણી કરે છે પોકાર.
આવોને જેસલરાય, પ્રેમથકી આપણ મળીએ.
પુરા સાધ્ય હોય ત્યાં જઇ ભળીએરેજી. આવો.
આ ભવ આવાંયો અવતાર. માથે સતગુરૂ ધાર;
જાવું ધણીને દુવાર, બેલડી ઉતારો ભવપાર. આવો.

ચાંદા સુરજ વસે છે આકાશ, નવલખ તારા એની પાસ;
પવન પાણિનો પ્રકાશ, બહુ લોક કરે તેની આશ; આવો.
ગુરૂના ગણુનો નહિ પાર ભકિત છે ખાંડા ધાર;
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. આવો
છીપો સમુદ્રમાં થાય, વાકી ધન્યરે કમાય;
સ્વાતીના મેહુલા વરસાય, ત્યાંતો ઝાઝાં મોતી થાય. આવો.
મોતી ઝરણમાં એરાય, માગે ઘણુ ફેરે ઘાંય,
ફુટ ફુટકીયાં કેવાય, સાચાંની તો ખરે ખબર થાય. આવો.
જીવની ગતી ગુરૂની પાસ, કેવી કસ્તુરીની વાસ;
તોળીરાણી તેજતો અંબાડ, સેવકોની લેવા આવે લાજ. આવો.
નવલખ કોથળીયો બંધાય, તે તો બાંધોડા કેવાય;
હીરા માણેક હાટે વેચાય, તે તો મુલે મોંઘા થાય. આવો.
નીત્ય ઉઠી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય;
ગુણકાનો બેટો બાપ કોને કેવા જાય. માવઠા મોહુ કણુ ન વેડાય. આ.
દેખા દેખી કરવાને જાય, એતો અધુરીયો કહેવાય;
હાથમાં દીવો લઇ કુવે પડવા જાય, ગાર ખુચની વાણી
વળી રાણી ગાય. આવો.

## ભજન ૪૧

મે વીસ્વાસી નર વેઠયાં માણા રાજરે,
નર નુગરાસે ચેડો ન કરીએજી. ટેક.
હંસલો ને બગલો બેઉ એકજ રંગાજી, બેઠા સરોવરની પાળ મા.
હંસાને ચારો સાચા મોતીનાજી, બગલો ડોળે કાદવે ગારો. મા.
ચાલુ બજારમાં માણુ માણરાજરે, નર નુગરાસે નેડો ન કરીએ મા.
આજમારા ધણિનો પાટ મંડાણોજી,જળહળતી જોત્યુ દરશાણી.મા.
ગુરૂનેપ્રતાપેસતીતોરલબોલ્યાંજી,મારા સંત અમરાપુર માલેજી.મા.

## ભજન ૪૨.

કાઠીરાણી તારો સાયબો બતાવ, તોળી રાણી તારો ધણીરે બતાવ;
આદ્ય ભવાની અરજ કરૂં હે જાડેજારેજી ટેક.
વસ્યો થુલાને વાસ જાડેજા, અણુભવ આડા આવ્યા જાડેજા
એમ તોળલ કહે છે ૧
તું તારૂં પાપ પ્રકાશ જાડેજારે, તારી બેલડી બુડવા નહિ દઉં;
જાડેજા એમ તોળલ કે છે ૨
હેરણાં હેર્યાં લખચાર તોળલદે, મનના મરઘા મારીયા;
તોળલદે એમ જાડેજા કે છે ૩
વાળી ગાંદરેથી ગાય તોળલદે, બેન ભાણેજી દુભીઆં;
તોળલદે એમ જાડેજા કહે છે ૫
ફોડી સરોવરની પાળ તોળલદે, વન મોરીયા;
તોળલદે એમ જાડેજા કહે છે. ૬
બોલ્યા જેસલરાય તોળલદે સંત અમરા પર માલેજે.
તોળલદે કે છે તું તારૂ રૂપ પ્રકાશ જાડેજારે;
તારી બેલડી બુડવા નહીં દઉં, જાડેજા એમ તોળલદે કે છે; ૭

## ભજન ૪૩.

ફળે મુજા ભાઇડાનો ભાવ હાંરે હાં કાઠી રાણિ.
સતિ તોળલદે અમને તારજો એજી. ટેક.
હાંરે જેસલ જગનો ચોરટો હેજી ખાતો ચારે ખંડ હાંરે;
સંઘટુ કરીએ જેસલ સાંભળજો;
વાશીએ થુલા ભેગો વાસ હાંરેહાં, કાઠીરાણી અમને તારજો હાંજી
હાંરેહાં સતિરાણી તોળલદે એમ બોલીયાં રેજી,
હરે જેસળ કપડા ધોઇને લાવ હાંરેહાં,

ઈરે મારગે સુરા મળે હેજી, જેસલ વોરી ધરે લાવ, હાં કાઠી.
હાંરેહાં નથીરે પોગ્યા જેસલ સરોવરે હેજી.
નથી બોળ્યા નીર મેને હાથે હાંરેહાં,
અધવચ ઉજળાં હુઈ રહ્યા;
તોળી તારો સાથઓ સસીયાર હાંરેહાં
હાંરેહાં જેસલે જામેચા સ્વાતીચોરેજી,
મુનીવર મળ્યાં લખ બે ચાર હાંરેહાં.
તેમાં તે ધણી મારો આવી મંડયારેજી.
જેસલ રેજો હુશીયાર હાંરેહાં
હાંરેહાં કલયુગમાં નીંદ્યા ધણીરેજી નીંદ્યા છે ઠેક શાળ.
હાંરેહાં નાંધ્યારસુણીને સાધુ નીરમળ્યોરેજી
ઉતરે શીર હુવા ભાર. હાંરેહાં;
હાંરેહાં જેસલવે ધણી મારો આવી મળ્યારેજી.
સતી તોળલને આરાધ;
હાંરેહાં જુનો જાડેજો એમ બોલીયારેજી.
તોળા તારો સાથઓ સસીયાર હાંરેહાં.

ભજન ૪૪.

કુચ્છથી જેસલ ઉમીઓજીરે, મેવાડ માલો આરાધે
મુનીવર સળ્યા મુનીવરા બોમ આધો આધી એડો. ૧
ઉમા જેસલકર મંડયો ભાચલ ભાવે મળવો
માલે જેસલને પુછયું આપણે હોય ઓાળખાઇ
હાથે પંજો દઇને મળ્યા શાધાર્યા ભાઇ એડો. ૨
ઘરે જાત્યા ઘોરી નમે, કુવ કડવા પાણાં;
આરાધે અમૃત હુવા, ઇ તોળલ કાઠીરાણી એડો. ૩
સાવ સોના ચુરના બારંગી તેમાં રૂપાદે રાણી.

માગ્યા માગ્યા મેહે વરસાવીયા ઈમાલાગેર રાણી. એડો. ૪
જેસલે વાવી પારસ પીંપળી માલે વાવી જાર;
પાંડુ પીઆલે પરઠાયું ડાળું વેરમાંડ જાય એડો. ૫
પરબત પાખંડમાં, કામડી કો રાણીજી,
આ જુગ જાતાં જાશે નહી, પાંપળી પરાની. એડો. ૬
ધનવે ડુંગર સંતો પગધર્યા, સાધુ હયો વીસામો;
ગરગુરૂજીના બેસણા થાપના પેરવી. એડો, ૭
આ થાન આશે નર ગળ્યા, નેવે નાથે આરાધી;
લક્ષમણ ગીરધર બોલીયા, સતધરમની નીશાની. એડો. ૮

## ભજન ૪૫.

જાડેજારે તાર તાર તંબુરો, સતિના હાથમાં રેજી,
સતી કરેછે અલકનો આરાધ, જેદી બોલ્યાતા મેવાડમાં
તે રીન બોલ સંભાળ, જાડેજારે વચન સંભારી વેલ જાગજોરેજી.
જાડેજારે મેવાડથી માલો રૂપો આવીયારેજી,
તે દુખનારે બોલને કાજ, ત્રણ દીવશેસને ત્રણ ઘડી;
શુરા હોય તો જાગ્ય જાડેજારે વચન સંભારી વેલા જાગજોરે
જાડેજારે કાલી કેવાશે કાઠીરાણી
મુવા પછી નરને બોલ્યાના હોય નીમ
જાડેજારે ધુપ ધજાને શ્રીફળ તો ચડે.
આતો ખરાખરીનો ખેલ જાડેજા
જાડેજારે આળસ મરડોને જેસલ ઉઠીયોરેજી ભાભી ભાચુનીરે ભ્રાંત
જાડેજારે પેલા મળ્યા રૂપામલને પછે મળ્યા તોળીનારે જાડેજારે
જાડેજાયે માલો પારખને રૂપા પેઠીઓરેજી વોરે હીરા હીરાને લાલ.
વચન ચુક્યા તો જાશો ચોરસીમાં રેજો તમે વચન નીલાઢ
એમ વચન સંભારી વેલા જાગીયા.

જાડેજારે કીધાં લગનને કીધાં છાંટણાં લાગી વીવાની ખાંત,
કન્યાએ કેસરીયા પેરીયા તો મોડ મ ઢોડા જાડેજાને હાથ. વચનને.
જાડેજારે જેસલને ઘરે તોગારાણી બોલીયારે, નના સમાતુ ખોદાય,
સહુ વળાવીને પાછાં વળતાં, એક ન વળીયા તોલનાર. વચનને.

---

## હરસન પુરાણનું ભજન ૪૬.

સરસ્વતી માતા તું દીન દયાળુર, ચરણે નમાવું શીશ ભાઇ;
કીરતી કહીએ રાજા હરસન તણીને, વાણી આપોને જુગદીશ;
અકળગતી છેજ તમારીને અરજ સુણો નાથ અમારી ભાઇ. ૧
અજોધ્યાપુરીમાં અતી ઘણેરા રાજા, હરસન દેતો રૂડાં દાન
ઈંદ્ર તાપ તેનો જીરવી ન શકયે, તે છોડી ચાલ્યો ઇંદ્રાસન;
ચાલીને વૈકુંઠમાં જઇને અરજ સુણોને કમળના નાથ ભાઇ. ૨
ઈંદ્રાસન તમ સાચવોને સ્વામી અમથી રહ્યું નવ જાય ભાઈ,
હઠ લીધો રાજા હરસનેરે, ઈંદ્રાસન તો લેવાય ભાઇ;
તો વારસ તમે કરો, ાયની શી વલે થાય ભાઇ. ૩
સર્વે મળીને જયારે પરીઆણ કીધાંન, છળવાને હરસનરાય;
વિશ્વામંત્ર મુખવાણી ઓચરીઆ, હું વેગે અજોધ્યામાં જાઉં;
છળ્યા વિના એને જો પાછો આવું તો સાત જન્મ શ્વાન થઉં;
મોટાં વચન નવ બોલીએ મુની, એમ કહે છે વૈકુંઠરાય ભાઈ;
ભુવન છોડે પણ ભક્તિ નવ છોડે એતો સત્યવાદી કેવાય ભાઇ;
હરખ ઘણો જયારે તમને થાય પણ છળાય નહીં હરસનરાય ભાઇ;
ત્યાંથી વિશ્વામિત્ર ચાલીઆને આવ્યા અજોધ્યાનીમાંઇ ભાઇ
ચરણ પખાળીને ચરણામૃત લીધાં તે આદર ઘણેરા દેવાય

સાર લેવા તમે આવ્યા અમારીને, જે રૂશી બોલ્યા વચન
વિચારી ભાઈ ૬
તુલસીની માળા તારા કંઠ બીરાજેને હયોછો રામનાં નામ
રાજ રીતુ તમે છોડી કરીને, આ કરોછો સાધુનાં કામ ભાઈ
પાછું તમે નથી જોતા વળીને, રાજા જાશો નિશ્ચે હારી
રાજા કહેછે તમે સાંભળો રૂશી, મારે રામ રૂદીઆની માંઇ
રાજ છોડું પણ રામ ન છોડું, મરને ઉથલ પાથલ હવે થાય
હીણ બુદ્ધી શું દયો છો અમને, આવું ઘટે નહી રૂશી તમને
તરત ત્યાંથી જયારે ઉઠીયા રૂશી, નીસર્યા નગરની બહાર ભાઇ
વારહ રૂપે જઇને વાડીમાં પેદા વનસ્પતી ભાગી અદાર ભાઇ
બુમ તેની હવે શહેરમાં આવીને, ત્યારે ચઢયો રાજાને ક્રોધ. ૯
સાથે સેના જયારે ત્યાં હવે તેડયોને આપે થયા અસ્વાર ભાઇ
મુખથી હવે એમ કહેછે રાય તમે સાંભળો સઘળી સેનાય ૧૦
જેની પાસેથી વારહ નીસરેને તે તેની વાંસે જાય ભાઇ
વાત સાંભળીને વારહ તવ વછુટયો હું જાઉં જયાં હરસનરાય
રેવંત તો રાજાને ચમકાવીને પોતે ગયા વન સીધાવી ભાઇ ૧૧
ક્રોધ કરીને રાજા હરસન ચાલ્યા વારહની વાસે ભાઇ,
અઘોર વનમાં જઇ અલોપ થયા ત્યાં મળ્યાછે વીપરરાય
કહો વીપર તમે શું રે સુણાવોને હો પ્રભુ તમે કયાં જાવો
રૂશી કહે છે તમે સાંભળોને રાજા તમથી કારજ નવ થાય
કુંવારા બાળક છે વિપ્રના તેને કન્યાદાન તો દેવાય ભાઈ
ગાંઠે દ્રવ્ય જોની નથી અમારે તેને માટે અયોધ્યામાં જાઉં
સતવાદી મુરો રાજા હરસન કહીએ તે મહા દાની તો કહેવાય
જે માગુ તે મુને આશીષ આપેને સારે સઘળાં મારાં કાજ
બીજો કોઇ એવો જગતમાં ન થાયે ને એમ કહેછે સાંભળ રાય

રાજા કહે છે તમે સાંભળો રૂશી વસ્યુ હરસન મારૂ નામ ભાઇ
જે માગો તે તમને આણીજ આપું ને સારૂ સઘળાં તમારાં કાજમ
વિપ્રને પરણાવો તમે, કન્યાદાન દઇએ જ્યારે અમે ભાઇ ૧૦ ૪
આલા લીલા જ્યારે વાંસ વઢાવ્યાને ચોરી બંધાવી વનમાં ભાઈ
વીપ્ર બેઠા જ્યારે વેદ ઓચરે ને ચોરીના આંટા ફેરવાય ભાઈ
કન્યાદાન દો હવે રાય, ત્યારેજ કારજ શંપુરણ થાય ભાઈ ૧૬
કન્યાદાન રાજા હરસને દીધાંને બાપુ ફેરા ફેરવીઆ વનમાંય
ગ્રંથ ભંડારને ભોમીકા સરવે ગજ રથ તોરંગ હવે માંય ભાઈ
અયોધ્યા લઇને અરપણ કીધી ત્યારે રૂશીએ સ્વરતી કીધી ૧૭
રૂશી કહે છે તમે સાંભળો રાજા હું દક્ષણા માગુ અમે રહ્યા
સવાભાર સોનું તમે ક્યાંથી કાઢશો ને ગાંઠે નથીરે જરાય
વીમાસણ તમે શું કરો રાય, હવે મુખથી પાડો નાય ભાઇ ૧૮
રાજા કહે તમે સાંભળો રૂશી, મારા અંગ ઉપર હવે હોય ભાઈ
અજોધ્યામાં મારી અરધાંગના બીજાજેને હાર અનોપમ હોય
ચાલોને વિપ્ર હું તમને આપુંને તમારાં દરીદ્ર કાપુંરે ભાઇ ૧૯
અસ્વ રાજાનો જ્યારે આંગળી લઇ ધોને આપે થયા અસ્વાર ભાઇ
રાજા હરસન પાળા પધાર્યા ને ચાલી અજોધ્યામાં જાય
જાણ તો નગરીમાંહે કરાવીને તારારાણી વેલેરા આવેરે ભાઈ ૨૦
સ્નાન કરીને સતી તારાદે ઉઠયાં ને હરીહરી ઓચરે ઘરમાંય
સતી પધાર્યાં હવે સ્વામીની પાસે ત્યાં પુછે છે હરસન રાય
સવાભાર જ્યારે સોનું ન થાય તો સત આપણું હવે જાય.
ત્રણ જણાં લઇ પરઘર વેચાઇને સતને જાવા કેમ દઇએ ભાઇ,
સત્યને કારણ જ્યારે સરવે તજીઆને સુખ સંસારનો સાર
વીશ્વાસે જ્યારે વળગી ન રહીએને સત્ય જાવા નવ દઇએ ભાઈ

## ભકત નાભાસ્વામી કૃત.

# ભકતમાળ.

### મુળ હિંદી અને ગુજરાતી અર્થ સહિત.

ઈશ્વરભકિત એજ સત્ય અવલંબન છે. અને ઇશ્વર-ભકિતજ જન્મ મરણાદિ સકળ દુઃખોને ભાગનારી, જન્મ જન્માંતરમાં પરમ સુખ આપનારી, મનને નિર્મળ કરી ભગવત્ સ્વરૂપને દર્શાવનારી તથા ઘોર પોતાનું પ્રલય કર-નારી ઇત્યાદિ એકસો સાત્તોતેર શ્રેષ્ટ ભકતોની અનન્ય ભકિતનાં ઐતિહાસિક દ્રષ્ટાંતદ્વારા પ્રતિપાદન કરેલ છે, તત્-પશ્ચાત્ ધર્મ વિચાર, વૈરાગ્ય શતકસાર વગેરે વિષયોનું સારી રીતે વિવેચન કરેલું છે, એથી ભકિત માર્ગના શિષ્યોને સાત્વિક શ્રદ્ધા વૃદ્ધિ પામવા તથા ભકિતના પ્રભાવ વિષે કંઇ શંકા હોય તો તેનો નાશ દ્રઢભાવ થવા આ પુસ્તક ઉમદા છે. ઉત્તમ ગ્લેજ કાગળ સોનેરી પુઠું

**કિંમત રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ૦—૨—૦.**

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

# ખંડ ૨ જો.

રાજ મેલ્યાં મંદીર મેલ્યાં ને મેલી હીંડોરા ખાટરે
સતને કારણ જયારે ત્રણે સંચરીઆને લીધી કાશી કેરી વાટ
રાજા રોહીદાસ ને તારાદે રાણી ને મુખ જપે છે સારંગપ્રાણી
વાટે ચાલીને વીશ્વામીત્ર કોપ્યા તમે ભેળાં ચાલોમાં કયાંઈ
ગાઉ ગાઉના વેરે તમે જુજવા ચાલો જો પુન્ય તમારૂ હોય
એવી વાત જયારે તમથી ન થાયે તો મુખથા પાડો નાય
ગાઉ ગાઉને વેરે જુજવાં ને આગળ હરસન રાય ભાઇ
તેની વાંસે સતી તારાદે રાણી ને વાંસે કુંવર રોહીદાસ
કઠણ પળ જયારે આવી છે ત્યારે એવાંતો કપટ રૂશીએ ચલાવી
અનેક અસ્વાર જયારે અસ્વારી કરવા ને હાથી અંબાડી રાય
અજોધા નગરીનો રાજીઓ હવે પાળો ચાલયો જાય.
એમ કહેછે સતી તારાદે રાણીને, ભલું કીધું તેં સારંગપ્રાણી
પંખી સઉએ જયારે રૂષી પધાર્યાને આકાશ ઉડ્યાં હવે જાય
સોળ કળાનો જયારે સુરજ તપાવ્યો ધરા ધાણી ધાણી થાઇ
પગનાં જયારે પગરખાં ઉતરાવ્યાંને અણવીણે પાયે તો ચલાવે
વાટે વિશ્વામીત્રે પરબ બંધાવ્યા અન્નપાણીનાં ત્યાંય હવે
શેઠ થાઇને જયારે સદાવ્રત આપે, પગનાં પગરખાં પેરાવે ભાઇ
પંથી જયારે ઓરેરાં આવેને ભોજન તમે જમતાં જાઓરે
પગ બળે જોરે પંખી તમારાને પગરખાં પેરાને પગમાં ભાઇ
ખાઓ પીયોને બેસો આસન કરો, તમે સુખે શરીર થાવો
વિશ્રામ કરો તમે અબ ઘડી આવો પછે તમે પથે સધાવો
રાજા કહેછે તમે સાંભળો શેઠીઆ અમથી જગ્યું નવ જાય
મારે રૂષીને દાન દીધા પછી અન્ન પાણી તો લેવાય ભાઇ

અન્ન પાણીતો અમે કેમ લઇએને સત્ય જાવાને કેમ દઇએ
એટલો ઉતર દઇને ચાલી નીસરીઆને ત્યાંથી તે હુરસનરાય
તેનાં વાંસે સતી તારાદે આવ્યાંને પુછી પરખીયો ત્યાંજ ભાઇ
પંથી તમે હુવે ઓરેરા આવોને ભોજ.નીઆં તમે જમતાંજાઓ
આગળ એક હુવે ચાલ્યો જાય, બાપુ હુમણાં જમીને આંય
શાચું કહોને તમે સુંદરી બાઈ તમારે શું સગો થાય ભાઇ
સુંદરી કહે છે એ સ્વામી છે મારો જુઠો બોલ તમારો ભાઇ
એ જમ્યા હોયતો ભલેને જમ્યા મારે રૂષી દાનતો દેવાય
એટલો ઉતર દઇને ચાલ્યા જાય ભાઇ ત્યાંથી તારાદે ચાલ્યા જાય
ભોજનીયા હુવે જમતા જાય ભાઇ ૧૧
આગળ બે જણા વહ્યાં જાયને ભાઈ બાપુ તારા માતને તાત
જમ્યા ભોજનીઆંને પીધાં રે પાણી અમ આગળ કરી વાત
અમારો કુંવર વાંસે આવે તેને પગમાં પગરખાં પેરાવજો ભાઈ
વાટે વિશ્વામીત્રે કપટ કરયાને ૧૨
કપટ કીધાં ઘણા મનમાંય ભાઇ તેની મહેનત માથે પડીને
ચાલી ગયા હુરસનરાય ભાઇ એમ કરતાં સરવે કાશીએ ગયાને
ચોકમાં જઇ ઉભા રહ્યા ભાઇ ખડનો પુળો જેને શીરપર ધર્યો
કુંવર કહે છે માતાજી મોરારી મુજને રાખો તમ પાસ ભાઈ
મુજથી એકલું રે'વાય નહીં એમ રૂદન કરે રોહીદાસ ભાઇ
વાત વીશ્વામીત્ર એવી સાંભળીને, રૂષીજી બોલ્યા વચન વળી
ત્રણે જણાંને નોખાં લઇ લેશુંને, અકેકી કોર અકેકુ જાવ
બીજી ગલીને બીજે ઠેકાણે, કોઇ કોઇની ભેળું નવ થાય ભાઈ
વાત એવી જ્યારે ચડસે ભરાણીને, રૂદન કરે તારાદે રાણી ભાઈ
કાશીનગરને ગાદરેને પોકારે હુરસન રાય ભાઇ:
સવા ભાર સોનાને માટે, વેચાણા તારાદે બાઈ ભાઇ.

સવાભાર એનું સોનું લીધુંને દાન વિપ્રને હવે દીધું ભાઇ
સોનું લઇને રાજા સુઇ રહ્યાને, તસ્કર આવ્યા તે ઠામ ભાઇ
અરધી રાતના ઉપાડી ગયાને કોનું લેવું હવે નામ ભાઈ
નીરાશ થઇને નીશાસા નાંખે સત્ય અમારૂં પ્રભુ રાખે ભાઈ
વેશ્યા ઘેર સતી તારાદે વેચ્યાને રૂષી ઘેર વેચાણા રાય ભાઇ
વાંસે કુંવર હવે એકલા રહ્યા, તે વીપ્રને ઘેર જાય ભાઇ
વાંહે વિશ્વામીત્ર પડયા હવે, મેર મારાજને ન આવે ભાઇ
તારાની ટેક હવે ત્રીકમે રાખીને, તાપ દેખાડયો તનમાંય
વેચાયાં રાજાને રાણી ચાલી, પોતે ત્યાં જાય ભાઇ
કઠણ કામ વીશ્વામિત્રે કીધું, પણ સત્ય જાવા ન દીધું ભાઇ
સત્યને કારણે હવે ત્રણે વેચાણાને, રાણી હરસન રોઇદાસ
કહે દગો એને દુખ ઘણા પડયાં, ત્રણે જણાં તો વેચાણાં
ગોવિંદની કૃતિ નવ જાય જાણી, રૂષી ઘરે ભરે રાજા પાણી

## ખંડ ત્રીજો

દીવસની કરવી ચોકીનેરે રાતનાં ભરવા નીર ભાઇ
એમ કરતાં કેટલાક દીન વીત્યાને સુકાઇ ગયાં શરીર ભાઇ
આણ ઘણો રાજા મનમાં રાખે તેમ દુખ ઘણેરાં પ્રભુ નાંખે
એક દીવસના સમે જાગે રાજા હરસન ચાહ્યારે જાય ભાઈ
બાર બેડાનું માથે માટલુ લઇને, જળ ભરવાને તે જાય ભાઇ
અકૃત વીશ્વામીત્રે કીધાં ત્યારે સ્વરૂપ દેડકાનાં હવે લીધાં ભાઈ
દેડકા થઇને હવે માટલામાં પેઠાં, બાપુ ભાર થયો તેની માંય
જળ ભરી રાજા ઘડો ચડાવે, પણ રતી ઊંચો નવ થાય ભાઇ

વીમાસણ હવે બહુ કરે રાય, પણ તેનો શીવલે થાય ભાઈ ૩
જળ ભરતાં હવે જરા પોચીચું તે ટાલ પડી શીરમાંઇ ભાઈ
નીશાળીઆને સાથે કુંવર, આવતા દીઠા હરસન રાય ભાઇ
દેખીને કુંવર ગણો શોક પામે, પણ દુખના દહાડા નવ વામે
નીશાળીઆ સરવે ઓરેરા આવો, વાત કહું તમને આંહી
ઉંડા જળમાં તમે આઘેરા ચાલો, તો ભાર હળવો હવે થાય
સાંભળી રાજા સમજીને રહ્યા, ઉંડા જળમાં આઘા ગયા  ૫
તુરત રૂશી હવે બહાર નીકળ્યા. ઠેક મારીને જળ બાહાર ભાઈ
જળ ભરીને રાજા ચાલી નીકળ્યા, ગયા પોતાને દુવાર ભાઇ
કોપ્યા વીશ્વામીત્ર ભાળીને, કુવરને નાંખુ હવે મારી ભાઈ
ત્યાંથી સરવે ચાલી નીસરીયાને તેની સાથે કુંવર જાય ભાઈ
ફુલડાં વીણતાં તરત ફટકાવ્યોને પ્રાણ છોડયા હવે જાય ભાઇ
અકૃત વીશ્વામીત્રે કીધાંને સ્વરૂપ ભોરીંગના હવે લાધા ભાઈ
નીશાળીઆ સરવે ચાલાને ગયા,
જ્યાં હતી એની માત ભાઈ ફુલડાં વીણતાં તેને ફટકાવ્યોને
તારે કુંવર હવે પડયો ભાઇ, એમ કહેછે સતી તારાદે રાણીને
ભલું કીધું તે સારીંગ પ્રાણીને ભાઈ, દીઠો કુંવરને દાટજ મુકીને
ઉપાડી લીધો ઊરમાંય ભાઇ રંગીલો કુંવર રોહીદાસ મારોરે
આંતીલો ખાંપણ વિના જાય ભાઇ, મનના મનોરથ ગાવા ન દીધાને
લાવ એક ન વધેરે ભાઇ
હાથે કડાં હેમનારે શીરપર નવધરાં સર ભાઇ
સરવે સણગાર તારા શા સંભારૂને મને અંગમાં ઉઠે છે ઝાળ
કુંવર તેં તારી બાજી સંકેલીને, મને અભાગણીને એકલી મેલી
માતાએ કુંવર કાંધ ચડાવ્યોને સ્મશાનમાં લઇ હવે જાય
મસાણમાં રાજા હરસન ઉભાને,

સાંચનું ભાડું માગે ત્યાંય ભાઇ સોના મહોર જોઆપો અમને
તો દેન દેવા દઇએ તમને ભાઈ, માતાએ સેજ કુંવરની ખડકી
અગ્ની મુકી હવે ત્યાંય ભાઇ, પંખી સ્વરૂપે હવે રૂશીપધાર્યાને
જ્યાં બેઠા ઈંદ્રરાય ભાઇ વાંસે ઝડી હવે મેઘના કીધીને,
અગ્નિ ઓલવી હવે દીધી ભાઈ અરધુ બળ્યું એનું મડદું રહ્યુંને
હવે જળમા તણાતું જાય ભાઈ
બકીયો લે એવો માય ભાઈ તરત તેમાંથી હવે ઉપાડી લીધું
મડાગાંઠ જ્યારે વળી ગઇને અને ખબર નથી હવે તેને ૧૩
ડાકણ તારા શહેરમાં આવીને, મડદા મસાણમા ખાય ભાઇ
વારસ તેની તે રાણુ કરોને, નહિંતો શહેર સમુળુ જાય ભાઈ
હીણ બુદ્ધી જઈ એને બતાવે, પણ મે'ર મારાજને નાવે. ૧૪
સ્વારથી શહેર સમુલુને સાથે કાશીનો રાય ભાઈ
નરને નારી ઉરેધર ઈલી કરે ને ડાકણ જોવા હવે જાય ભાઇ
મોર આવ્યા વીશ્વામીત્ર ચાલીને જઈ ચોંકલે ઝાલી ભાઇ ૧૫
શીશ ઉઘાડેને ઉભી બજારે શેહેરના મધ્ય માય ભાઈ,
નરને નારિયું ભેળી થઇ હવે, ડાકણ જોવાને જાય ભાઈ;
ઉગમણે હવે ઝાંપલે આવીને તેડયો ત્યાં ખીમલે મસાણી ભાઈ
સતીએ મોઢું જયારે સ્વામીનું દીઠું.
ત્યારે શુદ્ધવળીછેશરીરમાંયભાઇ પતીને હાથમારા પ્રાણજો જાશે
ત્યારેધાંરણ થઇહવે ધીરભાઇ એમ કહેછે સતી હવે તારાદે રાણીને
ભલુ કીધું તે સારંગ પ્રાણી ભાઇ; ભકિતનેકારણે ભુવનછોડયાને
તનમનસોંપ્યાછેશીશ ભાઇ; કહેવામાં એને દુખપડયાં ઘણાંએજી
તોએ ન આવ્યા જુગદીશ ભાઇ નાથમારા જાણે નમેરા થયાને
પ્રભુ મારા અપરાધ શા ભાઇ.

---

## ખંડ ૪ થો.

કાશીપુરીમાં અચરત હિંદુને અનરથ થયો અપાર ભાઈ
પવિત્રપુરી શીવશંકર કેરીરે, કોપ્યા ઉમૈયાનો નાથ ભાઇ
અગ્નિઝરેછે નેત્રમાં ભારી ને બ્રહ્માંડ નાંખું હુંતો મારી ભાઇ
હરી પોઢયા વૈકુંઠમાં ને, કમળાજી ઢોળેછે વાય ભાઈ;
ભડકીને પ્રભુજી જાગીઆને, તરત કાશીએરે જાય ભાઇ,
કોપ દેખી શંકરનો ભારીને, ગરૂડ ને મેલ્યા વીસારી ભાઇ. ૨
સ્નાન કરી સતી તારારે આવ્યાને તુળસીપત્ર મુખમાંય ભાઈ
હાથ જોડીનેરે હાજર થયાને, હરસન મારેછે ઘાય ભાઇ,
હાથએના ઝાલ્યા મોરારીને રાજા બોલ્યા વચન વીચારી બાઇ
સતવાદી રાજા હરસન કહીએને, ટેક મેલે નહિ હવે કયાંય ભાઈ
રાજ ગયું તે રોહીદાસ મરાણો, એવા હાલ માથે થયા ભાઇ,
પણ જયારે નથી જોતા વાળાન, વાંસેઉભા દેવમોરારી ભાઇ. ૪
ક્રોધકરીનેરાજાહરસનબોલ્યાને, હાથ મેવીદીવોને મારાજ ભાઈ
એટલા દિવસ તમે ઉંઘી રહ્યાને, ખબર પડી તમને આજભાઇ
બળવંતા તમે થાશો બેલીને લારસ કીધી તમે વે'લી ભાઇ. ૫
રોહીદાસ મુવાને હું રાણીને મારૂં પછેડું કાઢુંમારો પ્રાણભાઈ
રાઢક તમને થાય ઘણીને, સઉ કરશેરે વખાણ ભાઈ;
ભકિતનો તો મહીમા વધારીને, વારસવેલી કીધી મારી ભાઇ ૬
હસીને બોલ્યા કમળનો પતી, ધન ધન સતવાદી રાય ભાઇ,
માગ માગ જે જોઇએ તારે, તુંને આપું હુંતો આંહા ભાઈ
સંકટ તારાં સરવે કાપુ જે જોઇએ તે તમને આપું ભાઈ. ૭
વાત સુણી વીશ્વામીત્ર ભાગ્યાને, તાપ લાગ્યો તનમાંય ભાઈ,

કૃષ્ણકહે એકલાકયાંજાઓ કપટીરે,શીક્ષા આપુ તમને આંહી ભાઇ
ચૌદ અવતાર જાઓ શ્વાનના આપ્યાને
સતવાદી બેઉ સંતાપ્યા ભાઇ, વિશ્વામિત્ર તો થરથર ધ્રુજેને. ૯
મુખમાંથીબોલેનહીકાંઇભાઇ, હાથ જોડીને રાજા હરસને માગ્યુને
સાંભળો તો વૈકુંઠ રાય ભાઇ, વીશ્વામીત્રતો અમારો ભાઇ,
એને અવતાર એકે નવ થાય ભાઇ,હેતે હરીમુખ બોલ્યા વાણિને
વચન તમારાં સત્ય થાય ભાઇ રાજા રોહીદાસને સજીવન કરવાને;
ભાઇ, રાજા રોહીદાશને તારાદે રાણીને
દરશન દીધાં સારંગપ્રાણી ભાઇ, સંખચક્રને ગદાપદમ ધરીને ૧૧
દરશનદીધાંતેમને ત્યાંય ભાઇ. હાથજોડીનેરાજાહરસને માગ્યુંને
સાંભળો વૈકુંઠરાય ભાઇ, ભવોભવ સ્વામી ભકતી તમારીને;
અમને દેજોભવ મોરારી ભાઈ;
સુખે માગ્યું તે રાજા હરસનને આપ્યું તે.
ત્રુઠા ત્રીભોવન રાય ભાઈ, સત્ય શ્રી હરીએ એનું રાખ્યુંને,
કાશીનગરની માંય ભાઇ સંકટ એનાં સરવે કાપી,
અવીચળભકિતએ આપી ભાઇ ગંગાસ્નાન રાજાહરસને કીધુંને;
દાન દીધાં ત્યાં ઘણાં ભાઇ કાશીપુરમાં કીરતી વધારીને,
પછી અજોધાએ જાય ભાઈ નવે ખંડમાં નામના રાખીને;
પુરે એની શાસ્ત્ર સાખ ભાઈ. ૧૩
કલ્યાણ રાજા હરસનનાં કીધાંને સુખ દીધાં સવાઈ ભાઇ
અજોધાપુરીમાં આનંદ વરતાણાંને
જુગમા જશ ગવાય ભાઈ, હેતે કરીને લડાવેને. ૧૪
વાલો તેની વારે આવે ભાઇ
એક અવધખંડ બીજો વાટખંડ, ત્રીજો કાશીખંડ કહેવાય ભાઈ;

ચોથોખંડ પુરણપ્રાપ્ત પ્રભુનેરે, જુગત એવી તો જણાય ભાઇ
ચારખંડને ચરણ અઠયાસીને ભકતી વૈકુંઠમાં વાસી ભાઇ.
સોરઠખંડ ગીરનારની છાયા તે શહેર કુતી આણાંની માંયભાઇ
કીરતી રાજા હરસન તણીને, દાસ દામોદર એમ ગાય ભાઇ,
ગુરૂને પ્રણામ કરીને, કહ્યું કહેવરાવ્યું છે હરી ભાઇ ૧૬

સંપુર્ણ.

ચેલૈયા પુરાણ તથા હાલરડું.

હરી ગુરૂ સંતને સમરીએનેરે, ચોથા ગણપતી દેવ ભાઈ;
સમર્યો લખ લાભ દીએ, જેની પ્રથમ પેલી શેવ ભાઈ;
ગુણ ગાયેરે હરી ભકિતના, જેને સનેસ્થભાવ અસમાન ભાઈ
સત વીના સાયબ ન રીજે; વાચે વેદ પુરાણ ભાઇ
સગાળશા શેઠને ચંગાવતી રાણી એવા નીમધારી નરનાર ભાઈ
સાધુને જમાડી પછે જમતાં જેનો અહોનીશ ધરમ અપાર ભાઇ
એક સમે એને અટક પડીને મેઘ મંડાણા મુશળધાર ભાઈ
પરજન ઉઠયો દને આઠમો તો, એ સતનવ છોડે શાહુકાર ભાઇ
વરસી રહ્યો ત્યારે વડીલ તેડાવ્યોને દશોદશ ઘોડા જાય ભાઈ
અભીયાગત વીના મારે અન્ન ન ખપેને
એવો કરોને કાંઇ ઉપાય ભાઈ.
વાણોતર ચાલ્યા એને ગોતવાનેરે, જોયા નગર હરીદ્વાર ભાઇ
તળાવની પાળે એક તપશી બેઠાને, શેઠને કીધો સમાચાર ભાઇ
શેઠે કાને સાંભળીનેરે, અણવાએ પગે ચાલ્યા જાય ભાઈ
પ્રક્રમા કરીને પગે લાગ્યાતો. હૈયડામાં હરખ ન માય ભાઇ
સગાળશા શેઠનું સત છોડાવાને, કોડીયા થયા કીરતાર

આવી દેવળમાં ઉતર્યાનેરે, દેહ કીધી છે બેહુાલ ભાઈ
દુરગંધ આવેને ભુત ભાગેરે, માખો મળીયા છે અનેકભાઇ
તોય ડગે નહી મન શેઠનુંરે, એવા મોટાઓની ટેક ભાઈ
શેઠ સાચવાને જ્યારે ઓળખ્યાનેરે;
તેના માનવી સુણજો મર્મ ભાઈ
ભોજલના સ્વામી મારે ભોવન પધારોને,
રાખવા લાજને શરમ ભાઇ.

---

## કડવું ( ૧ )

ચરણ ધોઈને ચરણામ્રત લીધાંને રીધ્યાં સધળા કામરે
કરજોડાને પછે કહેવાને લાગ્યાં પધારો મારા ભાઇ
આંતથી પાણી ઓચરાનેરે સાંભળો સતી મોટી વાત ભાઇ
મારો કાય મારે હાથ નહીં, મને પીડા કરે છે અનપાત
રથ રેવંતી જોતરૂંન, ગાદ્દી નંખાવું ગોપાળી ભાઇ
તેડી બેસારૂં તમને ત્રીકમાં તમે મેરૂ કરોને મારાજ ભાઈ
વળતાં અભીયાગત બોલીયા મારે રથ ઘોડાનું નથી કામ
અમે અવીનાશી રહીયે એકલાને (મ) લેશો મારૂં નામ
પ્રભુ સંગાવું પાલખીને માહીં ઝાઝાં કરાવું જતન ભાઇ
પવન ન લાગે એવા પડદા બંધાવું જેમ રાંક રાખે રતન
મનગમતી રસોઇ અમે માગી લેશું.
ત્યારે જાશે તમારો ભરમ ભાઈ
સરભંગી સાધુ એ પડો સાચ નહી મારે
કઠણ હમારા ખટ કર્મ ભાઇ,

વળતાં અભીયાગત બોલીયાં
જો હું આવું નગર મોઝાર ભાઈ
તારી નારી જો આવે તેડવા.
નીકર બેશાં રેશું બાર ભાઈ
હરખેલી હરીજન ચાલીયોનેરે આવ્યા પોતાને દુવાર
પત્નીને લાગ્યા પુછવાને હવે શો કરવો ઉપાય
સતી કહેછે સ્વામી હમારાને હુંસ ન કરશો લગાર
અબઘડી જાઇએ એને તેડવાનેરે
એ માનવી નહી પણ મોરાર ભાઈ
સામૈયા લઇનેરે સાયબા થયાનેરે ગયા પુરવના પાપ ભાઈ
ભોજલના સ્વામીને ભેટયાંરે ટળી ગયા ત્રીવીધ તાપ ભાઇ

---

## કડવું બીજું.

કનક કઢોણીને કંડીઓ, મઈ જુગતે બેસાર્યા જદુવીર
ચંગાવતીયે શીરપર લીરપર લાધાને બીજાના સતીકેરા ચીર
નગરના લોક ટોળે મળયાને જોવાને વરણ અઢાર ભાઇ
અનેકવાણિ ઓચરોનેરે હાંસી કરેછે હજાર ભાઇ.
ઉના જળ મેલી સ્નાન કરાવ્યાંરે,
પોઢાડ્યા પલંગ વીશાળ ભાઇ
ભાવે કરીને ભોજન નીપજાવ્યાને મીઠા મેવાને પકવાન
ચંદન ચરચેને ચરણઓશરેને, વીંજણે ઢાળે વાય
હાથ જોડીને હરીજન ઉભાને આરોગો ભગવાન
અનુંસ દેહ મુને આગ્ની દરે છે.
મારે છે માટીનો આર ભાઇ,

ઓતમ વરણ તમે કેમ કરશોને હૈયે કરોને વીચાર ભાઈ.
કસાઇવાડેથી તુરત મંગાવીને મેલી છે લોકની લાજ ભાઇ
ભાગ્યવીના દીનોનાથ પધારયાને ધન્ય ઘડી મારે આજ ભાઈ
નવા નવા રૂપજ અમે ધરીએને રહીએ છીએ વન મોજાર ભાઇ
અઘોરપંથી મારે આર માણસનો પરમાટીનો નથી પ્યાર ભાઇ
નરને નારી એકઠાં મળીઆંને હવે કીઓ કરવો ઉપાય ભાઇ
પ્રભુ જોવાને આવ્યા પારખુ ને જો ના પાડીએતો સત્ય જાય ભાઇ
પુત્રને ચાલ્યા પુછવાનેરે નીશાળે શેઠ સગાળશા ભાઇ.
સુતને કેછેરે સાધુ આવ્યાને તમારો કાવાનો કાળ ભાઇ
ચેલૈયો કે છે સત્ય નવ છોડીએ, મરને જડામુળથી જાય ભાઇ
ભાવે કરીને ભોજલ બોલીયા, ઘણી અટક પડે ઓળખાણ ભાઇ

---

## કડવું ત્રીજું

આતે કાયા મારી અંતે પડવાની
એમ બોલ્યો છે બુધીવંત બાળ ભાઇ;
સાધુને હાથે મારૂ મોત સુધરશેને,
ટળશે જનમના જંજાળ ભાઇ.
આગે મોરધ્વજે અંગ વેરાવ્યાંને
કરણે કીધા કાયાના દાન ભાઇ.
શીબી રાજાની માટી શાખે જોખાણીને
તારે રીજ્યા હતા ભગવાન ભાઇ
તોય સતવાદી સત નવ છોડે મરને ભાંગી પડે બ્રહ્માંડ
દધી રૂષીને જયારે દેવતા જાચ્યા
જેને વાંસાના કરવાના વજર ભાઇ.

કુવાડે અંગ માંડયા કાપવા તોયે;
બોલે નહી બુધીનો સાગર ભાઇ
શીર મળે પણ સામો નહિ મળે
મારે ઘેર મોહન થયા છે મેમાન ભાઇ
આવ્યો અવસરે પાછો પગ કેમ ભરાયેને
તન મન ધન કુરબાન ભાઇ
મરણ પામે તમે હરમત રાખોને
જો જો મોટાઓના મરમ ભાઇ
પરમારથ કારણ મરણને પ્રાણ હોમાય ભાઇ
નહી છોડીએ સત ધરમ ભાઇ
એટલો પડકારો જયારે પોતાને કીધો;
તારે હરીજન થયા હુશીઆર તાંઇ
સુતનાં વચન સાંભળીને છાતીમાં પડી ગયા સાર ભાઇ
ચાક ઉપરથી જેમ પીંડો ઉતારે,
એમ ચેલૈયે ઉતારૂ એનું શીશ ભાઇ
અરપણ કરીને આગળ આગળ ઉભા તારે
જોઇને રહ્યા જુગદીસ ભાઇ.
બે નામી કહે છે બાઇને
સતી સજોને સોળે સણગાર ભાઇ
હસતા ને રમતા એણે સમો સુધારોને
રોતાં નહિ રે લગાર ભાઇ
કરપણ દાન અમે લેતા નથીને
એવી આ દુનીઆની ભારે ટેવ ભાઇ
ભાવ કરીને ભોજલ બોલયાને
તઇયાર આલોને તતખેવ ભાઇ

## ચેલૈયાનું હાલરડું.

હેરી તારે હાલરડે હડતાલ બાળા ચલૈયા જીવો ભાઇ,
ચેલૈયા ખમા ખમા; (ટેક)
હેરી મારા નોધારાના આધાર.
બાળા ચેલઇયા જીવો ભાઇ ચેલઇયા.
હેરી ગારે કુણ ખુટયોરે કોઠાર
બાળા ચેલઇયા જીવો ભાઇ. ચેલઇયા.
હેરી મારે ચાખડીનો છડીદાર
બાળા ચેલઇયા જીવો ભાઇ. ચેલઇયા.
એજી તારે હાલરડે હડતાળ કુંવર ચેલઇયો ખમા ખમા ભાઈ.
એજી તારા મહેતાજી જુએકે તારી વાટ.
કુંવર ચેલઇયા ખગા ખમા ભાઇ.

સાખી.

અમે જાણ્યું ચેલઇયાને પરણાવશું,
જાડી જોડશું જાન.

---

## ખંડ ત્રીજો.

પણ ઓચીંતા મરણ આવીઆં,
સ્વર્ગથી ઉતર્યાં વઇમાન. કુંવર.
લીલી હોજો લીંબડી;
એની શીતળ હોજો છાંય. કુંવર.
બંધવ રહેજો બોલણે;
ઝાલ્ય પોતાની બાંય કુંવર.

---

## સાખી.

કુવા ઢાંકણ પાવડું જગની ઢાંકણ જાર;
બાપનું ઢાંકણ બેટડો, એમ ઘરનું ઢાંકણ નાર. ચેલઇયા.
ફુલ વિના ઝુરે પીપળી એમ બંધવ વિનાની ઝુરે બેન,
પણ પુત્ર વિના ઝુરે માવડી;
એજી તારા પીંપળે પડીએલ ખોટ. બાળ ચેલઇયા.
હે ઘર નમ્યું તો ભલે નમ્યું વળી તું કાં નમ્યો ઘરનો મોભ,
જેના ઘરમાંથી કીધોતર .ઉઠયા;
તેને જનમે જનમનો શોગ. ચેલઇયા.
હે મેલામાં મેલો દુમડો તેથી મેલો લોભ,
તેથી મેલો શગાળશા વાણીયો;
એ તો મુવે ન પામ્યો મોક્ષ. બાળા ચેલઇયા.
હાથે પોચી હેમની વળી એકાવળ હાર,
જેને આંગણે નહીં દીકરો;
હરી તેના મંદીરીયા સુનકાર. બાળા ચેલઇયા.
ભાઇ મરે ભર હારીએ બેનો મરે દશ જાય,
બાળપણમાં જેના માવતર મરે;
તેને ચોદશાના વા વાય. કુંવર.
ચેલઇયાને સજીવન કીધો, લાગ્યો પ્રભુને પાય;
ભોજલના સ્વામીને ભેટતાં પંડના પ્રાચીત જાય.

---

## ગોપીચંદનું ભજન.

### ખંડ (૧)

હરી ગુરૂ સંતને સમરીએ ને ચોથા ગણપતી દેવ.
જેને સમરે સુખ પામીએ ને વંદા તણા ઉપદેવા.

ઓતરા ખંડના રાજીયા ને ગોડબંગાળા ગામ,
તલકચંદ રાજા રાજ કરે ને ઘેર પ્રતિવૃતા નાર.
સામે ગામથી ચોર આવ્યા ને આવ્યા તે વન મોઝાર,
વનમાં વસે એક જોગીયો ને પ્રકમા કરી લાગ્યા પાયજી.
ચારે ચોર બોલીયા ને જાઇ બંગાળા માંઇ,
સુખે ચોરી કરી આવીએ તો દેશું બાવાને ચોથ ભાગ.
ત્યાંથી ચોર ચાલીયા ને આવ્યા બંગાળા પાસ,
મસાણુની રાખ લઇને ગયા શહેર મોજાર.
તીજોરીમાં ખાતર દીધાં ગાંઠડી સાધી ચાર,
કુંચી કમાડની ખોળતા ભાળ્યો મેણાવંતીનો હાર.
ચારે મન વિચારીયુંને સાંભળો ભાઇ એક વાત,
હાર નાંખશું બાવાની ડોકમાં પાડશું ચાર ભાગ.
ત્યાંથી ચોર ચાલીને આવ્યા વન મોજાર,
હાર નાખ્યો બાવાની ડોકમાં પુગતો કરજો ચોથ ભાગ,
પ્રભાત થયું ને પોર થયો ચોપદાર જાગ્યા તેની વાર.
આપણિ તીજોરીમાં ખાતર દીધાં ધન ચોરાણું અપરમપાર,
મોલમાં જાગી મેણાવંતી ન ભાળ્યો રત્નહાર;
ત્યાંથી દાસી દોડી આવી રાજા આગળ ફરીઆદ.

---

ખંડ (૨)

કોપ કરી રાજા બોલીયો જાવો ચોપદાર આણીવાર,
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હારને માલ,
ત્યાંથી સીપાઇ ચાલીયાને આવ્યા વનખંડી મોજાર.

હાર ભાળ્યો બાવાસેની ડોકમાં સરવે થયા હુશીયાર.
હાર લઇ સાડીકો ચાલીયોને આવ્યો રાજાની પાસ;
રાતની કરે બાવો ચોરીયોને દીવસના માગે છે લોટ,
ક્રોધ કર્દી કરી રાજા બોલીયાને જાવ સાડીકા ન્યાય;
એ બાવાને મારી કરીને વેલા આવો આંય,
ત્યાંથી સાઢીકો ચાર્લીયોને આવ્યો ચોપદાર પાસ.
રાજાએ હુકમ આપ્યો બાવાને મારો ઠાર,
તરવાર બંદુકથી બાવો ન મરે શું કરશું તેનો ઉપાય.
રાજા કને આપણે જઇએને એનો કરીએ ઉપાય,
ત્યાંથી બાવાને લઇને ચાલ્યા લાવ્યા વાડી મોજાર.
તોપને ગોળે બાવાને મારોને શું કરો છો વીચાર;
ત્યારે રાજા બોલીયોને સાંભળો ભાઇ વાત.
એ બાવાને નાંખો વાવ્યમાં ઉપર પુરો પથરનો લાદો.
ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ્ય મોજાર.
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળ રાજા વાત;
અમારાં ભજન ચુકાવીયાં સમાધી બોલાવી આવાર.
એક માસમાં મૃત્યુ તારૂં થશે લાગ્યા જોગીના શ્રાપ.
હાથ જોડીને રાજા બોલીયાને સાંભળો જોગી મહારાજ.
તમે કીધું તે કબુલ છે પણ રાજ નીરવંશ જાય;
ત્યારે જોગીને દયા આવીને સાંભળ રાજા વાત.
એક પુત્ર તારે થાશે ગોપીચંદન એનું નામ;
નથી સુણ્યો નથી સાંભળ્યો નહીં કેવી એને ગાય,
ગુરૂ પ્રતાપે ભોજસ બોલ્યાને ખંડ બીજો પુરો થાય.

---

દેશી-વિદેશી ઉભય સવિસ્તર વર્ણન કરતો

વિશાળ વૈદ્યક ગ્રંથ

# પ્રેકટીસ ઓફ મેડીસીન,

અથવા

# ઔષધોનો અનુભવ.

વિદ્વાન બાહોશ અનુભવી ડૉકટરો ફેકરીક, ટીરોબર્ટ, ટેલર, ચાર્ટીસ, હન્ટર, વિલીયમ, બુચન, જોનહારલે, બીટન્સ અને આપણા પ્રાચીન પ્રાણાચાર્ય સુશ્રુત, ચરક, હારિત, ભાવમિશ્ર માધવ અને વાગભટના પ્રમાણો જુના ગ્રંથના આધારથી આ ગ્રંથ ગુંથવામાં આવ્યો છે. આ ગ્રંથમાં દરેક રોગોની અંગ્રેજી અને દેશી વૈદ્યક પદ્ધતિએ ચિકિત્સા, સારવાર અને ઉપચાર આપવામાં આવ્યા છે; એકવાર વાંચી જોવાથી ખાત્રી થશે. પુસ્તકનું કદ રોયલ ૮ પેજી ઉત્તમ ગ્લેજ કાગળ ૧૧૦૦ પૃષ્ઠ, સુંદર છાપ, સોનેરી પુંઠાનું કીંમત રૂ. ૬-૦-૦ ટપાલ ખર્ચ ૦-૯-૦

૨૬ કાગળ, કીંમત રૂ. ૪-૮-૦ ટપાલ ખર્ચ ૦-૮-૦.

મળવાનું ઠેકાણું:—

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા અમદાવાદ.

ઉંચા મંદીર માળીયાને નીચા ગોપીચંદ નાથ.
હાથ પગ ચોરે એની સ્ત્રીઉં મોહુમાં જુએ એની માય.
રાજા ગોપીચંદ જનમીયા વાગી રૂડી વધાઇ
જોશી તેડાવ્યા શહેરના રૂડા જોશ જોવરાઇ
કયા નખેતરમાં રાજા જનમીયા ને કેવા કરશે રાજ
સાચે મોતીએ વધાવીયાં બોલો પંડીત રાય
ગોડ બંગાળાના રાજીઆ ગોપીચંદ એનું નામ,
માતાજી મનમાં હરખીયાં ને ઘણાં દીધાં છે દાન,
ધન માલ મુક ફળ આપ્યા સાધુ બ્રાહ્મણ અનુસાર.
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગળા નાર.
બીજી રાણી ત્રણશેં સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ;
ત્યારે માતાજી બોલીયા સાંભળ ગોપીચંદ રાજ,
તારી દેહું તારા બાપના જેવી મસાણે જરજલે થાય.
એક સમે નાવા બેઠા નીરખ્યું રાજાનું રૂપ;
ત્યારે માતા મનમાં વિચાર કર્યો રોવા લાગ્યા તેણીવાર.
નહી વાદળ નહી વીજળી ઠંડા પડયા અમને નીર;
આપણા શહેરમાં નહી કોઇ દેયું માતા.
તું કેમ રોય મારી માય.
ગોપીચંદ રાજા એમ બોલીયા કેમ કરછ ઉતપાત,
તારે મીણાવંતી બોલીયાંને, સાંભળ રાજકુંવર વાત.
એવો બતાવે જોગ તુને અમર રાખે તારી દેહ.
આદના લાવ્ય તું પુતળાં જા જોગીની પાસ,
આપણી ઘોડારમાં ભોંયરૂં ત્યાં નવસેં નાથુનો નાથ.

ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂની પાસ,
પેહેલું પુતળું મેલીચુંને ગુરૂનો કર્યો નમસ્કાર,
પેહેલું પુતળું ઉડી ગયું ને બીજું કર્યું તઇયાર;
બીજાને જલાવીચું ને ત્રીજું મેલ્યું તેણીવાર;
ત્રીજાને જલાવીચુંને. ચોથે ગોપીચંદ રાય.
શુડું થાશે માતા તાહરૂં અલ્યા બતાવું ઉપદેશ;
ત્યારે ગોપીચંદ બોલીયા હવે ફુંકો સારા કાન.
ત્યારે જુના જોગી બોલીયા
ગોપીચંદને ધીરજ આવી જાલંધર બાવાને લાગ્યા પાય.
ગરૂ ગરૂ મારા દેવજી અમને આલોને ઉપદેશ.
બાર બેડાના બાલીયો ગોપીચંદ પાણી જાય;
નાની એટલી મારી બેનડી મોટી એટલી મારી માય.
ઘડો ચડાવો બેની અમને
ખડુલીયો લાવતાં ગુરૂ લાગી વાર.
ત્યાંથી ગોપીચંદન ચાલ્યા આવ્યા ગુરૂની પાસ,
આવાં જય નુગરાં કયાંથી લાવ્યો બાહુના ખડયા હાથ,
એમ કરી ગુરૂજીએ ઉઠીયા ને ધોકા માર્યા બે ને ચાર
નથી ગાયો ને નથી સાંભળ્યો નહી કવીએરે જોડાય.
ગુરૂ પ્રતાપે ભોજલ બોલીયા ખંડ ત્રીજો પુરો થાય.

---

## ખંડ ચોથો.

કયા મુલકનો તું રાજીયો, કયાં તમારાં ગામ
કીયા રાજાનો બેટડોને, શું છે તારૂં નામ.

ઉત્તર જીંડનો રાજીયો ગોડ બંગલા નામ
તલકચંદ રાજાનો બેટડોને, ગોપીચંદ મારૂ નામ.
વસ્ત્ર ઉતારી અગગ મેલ્યા આ બંધીઆ એની પાસ
ઝોળી ઝંડા પંતર પાવડી, અલેક અલેક કરતા જાય.
હાટે હડતાલ તો પાડીને ચોરે પડયા પોકાર.
ગોડ બંગાલાનો રાજીઓ જોગી થયા તતકાળ
રાણી રૂવે રંગ મહેલમાં દાસી રૂવે દરબાર.
સેજ પલંગ રાજ છોડી જોગ પહેર્યા શાને કાજ,
આવી અલેક જગાવીયો, માતા મીણાવંતી મહેલ.
ભીક્ષા દયોને મારી માવડી, ગુરૂજી જો ત્યાં લાગે વાર.
દશે જાશે પરદશે જાજે નહિ બેનીને મહેલ.
માતા રૂવે રૂદન કરેને ભલો ભજાવ્યો ભેખ,
ત્યાંથી ગોપીચંદ ચાલીઆ, આવ્યા પીંગળાને મહેલ,
ભીક્ષા આલોને મારી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર.
ગાંડો થયો રાજા મફર ખાધી ગાંડો બંગાળાનો રાજ.
મારા કારણને કોકે કારણ કીધાં, કારણ કાઢવું આણી વાર
ગાંજો નથી પીધો માતા મફર નથી ખાધી,
ગાંડો નથી બંગાળાનો રાજ.
ભીક્ષા લઈ રાજા ચાલીઆ, ગયા ગુરૂજીને પાસ.
પરાક્રમ કરી પાય લાગ્યા, ગુરૂએ દીધો ઉપદેશ,
ત્યાથી ગુરૂ ચેલા ચાલીઆ, આવ્યા કાશી મોઝાર.
ગંગા નાહ્યા ગોમતી નાહ્યા, નાહ્યા નીર્મળ નીર.
તીર્થ કરી આવીઆને ગયા બેનીને દેશ.
સારી રીતે ગુરૂને પુજ્યા, ગોપીચંદના ઉતરાવ્યા ભેખ.
ત્યાંથી અસ્વાર મોકલી આવ્યા બંગાળા મોઝાર.

બાર વરસ રાજા રાજ કર્યાંને, જનમના જોગી,
ગાય શીખે સુણે સાંભળે, વૈકુંઠમાં હોજો વાસ,
ગુરૂને પ્રતાપે ભોજલરામ બોલીયા, ખંડ પુરો થાય.

---

### પદ પ્રભાત.

પ્રાણપતિ પરમેશ્વર માહારા સુણજો અરજી અમારીરે–ટેક.
અધમ ઉધારણ પતીત પાવન દેહ રહે વિસ્તારીરે;
ઝુંડ થકી ગજરાજ ઉગાર્યો તારી સુણકા નારીરે—પ્રાણ.
પંચાળીનાં પટકુળ પુર્યાં મેહેર કરી મોરારીરે,
પ્રહેલાદ માટે સ્થંભે પ્રગટ્યા, અર્ભક લીધો તારીરે–પ્રાણ.
રંકા વંકા સજન કસાઈ, ભેટ કરી ભય હારીરે;
તેલ કઢા ટાઢી કેરી ત્રીકમ, સુધનવાનને ઉગાર્યોરે—પ્રાણ,
ક્રોટી ભક્તનાં કામ કરો છો, દયા દીલમાં ધારીરે,
ગુરૂ ગણપત ગોવિંદને ગાતાં, સેજ તરે સંસારે;—પ્રાણ.

---

### ગણપત ભજન ૫૧,

( રાગ—આવોને જેસલરાય )

કરીએ સત્યનો વિચાર, સતીયા હોયે નરને નાર.
સત્યે ચાલે છે સંસાર, સત્ય મેઘ વરસે ધાર.
આવોને આતમ રાય, આપણુ જ્ઞાન સંભાળીયે.
એવી પ્રેમની તો રીત, પછી પાળીયે હેજી. આવો.

બગલો હંસ જેવો થાય નીત્યે નીર જાવા જાય;
પીતળ પીળું તો દેખાય. જ્યારે સોની પાસે જાય;
એતો અગ્નીમાં તપાય તારે તેની કીમત થાય, આવો.
મોતી મિણુચા કેવાય, એનું નીર ઉતરી જાય;
ભાંગે કદી ન સંધાય, એનું મુલ તે શું થાય. આવો.
હીરો ઝવેરી ઘેર જાય, જ્યારે હુવણમાં હોમાય;
ખમશે ઘાણુ કેરા ઘાય, તારે મુલથી વેચાય; આવો.
જ્યારે સભાઓ ભરાય, સાચા સંત ભેગા થાય;
સત્યની છાપતો દેખાય ત્યારે ભક્ત તો કહેવાય. આવો.
ગુરૂ નિગમ વિના ગાય એતો મુરખ કહેવાય.
એવો મોક્ષ તો નવ થાય, નુંગરા નરકમાં જાય. આવો.
પ્રેમના પાટ તો મંડાય, જસની જોત્ય તો પ્રગટાય;
મનની માંડવી રચાવ, દીલ સુધ દાન તો દેખાય. આવો.
ગંગા સમુદ્રમાં જાય, તાને એક રૂપે થાય.
તેમાં નરને નારી નાહાય તેતો મોટા છે મહીમાય. આવો.
આસન પદ્મ તો બંધાય, સોહંગ જાપ જપાય;
તારે સીધ કારય થાય, ત્રિકુટી ધ્યાનમાં દેખાય. આવો.
તૃષ્ણા તરત ટુટી જાય આતમ રૂપ તો ઓળખાય,
તોતો જીવનો શીવ થાય. એને ગુરૂ ગણુપત ગાય. આવો.

---

## ભજન ૫૨

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો જુના ધરમ લ્યો જાણી. ટેક.
નદી કીનારે કોઈ નર ઉભો તરસ્યા નહિં સમાણી હેજી;

કાંતો આળસુ અંગ એહનું, સરીત ખરે સુકાણી. મારા.
કલ્પતરૂ તળે કોઈ જન બેઠો સુધા ખુબ પીડાણી હેજી;
નહીં કલ્પ એ બાવળીયાકે ભાગ્ય રેખ ભેળાણી. મારા.
સદ્‌ગુરૂ સેવે શીશ નવ સુધાર્યો, વિમળી નહી વાણીસેજી;
કાં ગુરૂજી છે જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી. મારા,
ભકિત કરતાં ભય દુઃખ અટવે, ધીરજ નવ ઘેનણી હેજી;
કા સમજણ તે રહી છે છેટે, નહિ નાથ નીરવાણી. મારા.
ચીંતામણી મળી પણ તે હે ચીતા નવ ઓલાણી એજી;
નહીં ચીંતામણી ન કીએ પથરો વસ્તુ નવ ઓળખાણી. મારા.
મળીયું ધન તોરે મોજ ન માણી, કહું કરેણની કાંણીહેજી;
કાંતો ભાગ્યું બીજાનું ભળીયું કાંતો ખોટી કમાણી. મારા.
અમૃત મળીયું પસ અમર થયો નહી.
પીવાની જુકતી નહી જાણી હોજી.
કાંતો ઘટમાં ગયું નહી કે પીવામાં આવ્યું પાણી. મારા.
ધર્મને કર્મ ભકતી જાણે, ભેદ વિના ધુળધાણી હેજી;
કે ધણુપત સમજી હ્યો સંતો. પુરી પ્રાત સમાણી. મારા.

---

## ભજન ૫૩.

રૂદીયે હીમત ધરો મારા હરિજન રૂદીયે હીંમત ધરીયે હેજી. ટેક.
જાવું તેતો જરૂર જવાનું, વીઠલ વરને વરીયે હેજી;
શીર સટે સદ્‌ગુરૂ મળે તો, પાછી પુંઠ નવ કરીયે. હરી.
હરી ભજવામાં હીંમત રાખો, દુરીજનથી નવ ડરીયે હેજી;

મોહ પંથનો મારગ મેલી. અવર ઠામ નવ ઠરીયે. હરી.
સમરણ કરીયે સોહંમ રામનું, વેદ વચન ઉચરીયેજી
આપ અજંપા જુગતીએ જપીયે ધ્યાન હરીનું ધરીયે.
અમૃત રસ અખંડ સ્વામીનો ભેઃ જામીને મરીએ લેજી;
સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે, અનુભવને આદરીએ,
કાચા કુંભ સરીખી કાયા જાતાં વાર ન જરીએ હેજી;
ગોવીંદના ગુણ લાગ્યા ત્યાં ભવજલ પાર ઉતરીયહેજી; હરી.
મનુષ્ય જન્મ મલ્યો છે મોંઘો ફંદમાંહી નવ ફરોયેહેજી;
નાભી કમળથી ચાલીરે સુરતા, સ્વાસ ઉસાસે સમરીયો; હરી.
સાચો સંત સમાગમ કરીયે, વાણી વીમળ ઉચરીયે હેજી;
કે ગણપત સદગુરૂને સેવો પંથ શીજા પરહરીયે. હરી

---

## ભજન ૫૪.

અગમ પંથની વાણી મારા સંતો' અગમ પંથની વાણીહેજ. ટેક
એકથકી અનેક બન્યા ભાઈ, સહુ પંખી પહુને પ્રાણીહેજી
કર્મ સાગરમે યોગ કહાવ્યા, વેદ ધરમ પરમાણી. મારા.
પતીવૃતા જેમ પતી તજીને પરમ પુરૂષ લેજાણી હેજી.
જાર ધરમએ જીવનાં જાણે, પડે ચોરાસી ખાંણી. મારા.
એક ગુરૂને એકજ ઇશ્વર એક નામ નીશાણ હેજી;
એક ટેકને એકજ ધાને, સત ભકિત સમરાણી. મારા.
ચૌદપરાની પાર પ્રભુનો, વીરલે વાતો જાણી હેજી;
અજર અમર રસ કોઇ જન જીરવે, મરજીવા લે માની મારા,

સદગુણ નીરગુણથી તો ન્યારો, ગુણાતીત ગુણ ખાંણીહેજી
જે વસ્તુ જેનાથી ઉપજે, તે તો તેમાં સમાણી. મારા.
કોટી કલપથી જનમ મરણ છે. ઉર ભકિત નવે આણીહેજી;
ગુરૂ ગમ વીના ગોથાં ખાવાં; હુવો મતને તાણી.
જળહળ જયોત્ય નીરંતર જળકે, સુરતા ત્યાં ઠરાણી હેજી,
મુળ ધારથી બ્રહ્મરંધ્રમાં. પીયે ચડીને પ્રાણી; મારા.
અકલ સકલ ઘટ વ્યાપક સંતો, પરખો પુરૂષ પુરાણી હેજી
કહે ગણપત સદગુરૂની સેવા અખંડ ઉરમાં આણી. મારા.

---

## ભજન ૫૫

નમીયા સો નર ભારી, મારા સંતો નમીયા સો નરભારી. ટેક.
પાંડવ સત ધર્મને પાળે; કઉરવ થયા દુઅકારી હેજી,
દગો કરી દુત રમાડયા. હરામી બેઠા હારી. મારા
હરીચંદ્ર હેરાન થયા પણ, ધીરજ હરમા ધારી હેજી;
સતીયાયે તો સત નવ મેલ્યું મળીયા દેવ મોરારી. મારા.
જનક વીદેહી જુગમાં દેખ્યો, વેરાંગને જાઉ વારી હેજી;
એક હાથ તરાંયાં તન ઉપર બીજે અંગની ઝાકી. મારા.
બળીરાય સરખો કોઇ બળીયો, બળેજ ઉઅંળ હારીહેજી.
તન મન ધન અર્પણ કરી દીધું, મન રાખ્યું સંભારી. મારા.
અમરીસ ભકતી અતી આદરી દાસીં દાશ નરનારી હેજી;
શીરને માટે સેવા કીધી, મેટયાં ત્યાં ભય હારી. મારા.
મૂરૂધ્વજરાય મહાસતવાદી, દયા દીલ ઉતારી હેજી:
તન તરીપાયે સુરતક વેર્યું, પરએપર ઉપકારી. મારા.

રતી દેવની રીત્ય રૂપાળી. મનને નાંખ્યું મારીરે હેજી,
ઉપોજણ અડતાંળાંશ હીનનાં તોયે ટેક ન વીસારી. મારા.
લઘુતાઈ છે સઉથી મોટી, જુઓ વેદ વીચારી હેજી,
ગુરૂ ગણપત ગોવીંદને ગાવા, પ્રગટ કહુું પોકારીરે. મારા.

---

## ભજન ૫૬.

મરજીવા રચ માણે મારા સંતો મરજીવા રસ માણેરેહેજી. ટેક.
કૃષ્ણ દુધ છે વાઘેણ કેરૂ, પીવા ઈચ્છા આણેહેજી,
નીજ બાળક વીણ કોઈ જન ચાહે, પ્રાણ તજે તે ટાણે;
આહા રોગ જેનામાં, ભુખ્યો રહે ભરે ભાણેહેજી,
અમર અજર રસ કેરાં સુખતો વીરલા વાતો જાણે. મારા.
ગુરૂ ગમ વીના ગોથાં ખાસો, પકડો પાસ પાંણેહેજી;
હરી હીરો હરદામાં રાખો જેને વેદ વખાણે. મારા.
જનમ મરણનું દુખ છે જબરૂં, પુરવનું પુન્ય પ્રમાણેહેજી,
સાકુટનું ધારા તે શું સમજે મુરખા મનને તાણે. મારા.
સીર સાટે સદગુરૂ શોધે. પામે ગઢ નીરવાણેહેજી;
ગણપત ગુરૂગમ જે જન જાણે; આગળજ ઓળખાણા. મારા.

---

## ભજન ૫૭.

ક્ષમા ખડગ કર ધારે, મારા સંતો ક્ષમા ખડક કરધારી. ટેક.
સંત સમશેરને ભાલું બરછી, જ્ઞાન ઘોડો શણગારોહેજી,
લક્ષ લગામને પ્રેમ પલાણા, ચીતનો ચાબંગ મારો. મારા.
ધીરજની ઢાલ ભજનનો ભારો, સતનો બકતર સારોહેજી,

કાયા નગરમાં મન મેવાશી, વેગેથી વીડારો મારા.
કામ ક્રોધને મોહ મમતાએ, વેરી તમારા વારોહેજી
જો જીયાતે જગ જય પામો, હાનો વો નરક સુધારો. મારા.
વીચારમાં આયુષ વહાજાશે, એનો શો ઉધારોજી,
જુગ જેવી જોક પળ જાય છે, ગુરનું જ્ઞાન વીચારો. મારા.
આ ભવમાં આતમ આવ્યો એને તો ઉગારો હેજી,
ગણુપત કે ગોવીંદ ભજો તો, આવે દુઃખનો અ.રો. મારા.

---

## ભજન ૫૮

દીવસ થોડાને જાવું દુરરે, પંથીડા પ્રાણી
દીવસ થોડાને જાવું દુરરેજી.
સંતો ભાઇરે ઉઠવા ઉતાવળાને જુલારે અડીયાતો,
થવું છે અથી અસુરરે, પંથીડા.
સંતો ભાઇરે પરવરતામાં આવીરે યોગ્યો તો.
કાળ કઠણ વેહેરી કુરરે. પંથીડા.
સંતો ભાઇરે કોટી જનમ થકી બાજરાં વાવ્યાં તો;
ઉગ્યાં નતી અંકુરરે. પંથીડા.
સંતો ભાઇરે આરે સંસાર છે સપનાની બાજીતો,
જુઠો જાણો જરૂરરે. પંથીડા.
સંતો ભાઇરે કોટી જન્મ થકી કષ્ટ પડે છે તો;
ભાવ ભર્યો ભરપુરરે. પંથીડા.
સંતો ભાઇરે અતી વીકટ મારગ આતો,
લુંટાયા કહી સુરરે. પંથીડા

સંતો ભાઇરે ગણુપત તમે ગોંવીંદ ભજીલ્યો તો,
નર હરી રાખે ગુરે. પંથીડા.

---

## ભજન ૫૯

સમરી લે સરજનહારરે, પથીડા પ્રાણી,
સમરી લે સરજનહારરેજી;
સંતો ભાઇરે નાભી કમળથી સુરતાને સાથીતો;
ગગન મંડળ મોજારરે. પંથીડા૦
સંતો ભાઇરે શુન્ય શીખરમાં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ધરભારરે. પંથીડા૦
સંતો ભાઇરે ત્રીકુટી કમળમાં જોતીરે જળકે તો,
તે શું મેળવ્યા એક તારરે. પંથીડા૦
સંતો ભાઇરે શ્વાસુસ્વાસે સમરણ કરાલે તો.
મટશે તે જમનો મારરે. પંથીડા૦
સંતો ભાઇરે જરથા પેલુ જેનૈ પાય જમાવ્યું તો,
માતા તન મોઝારરે. પંથીડા૦
સંતો ભાઇરે કીરતારે કાયા કેવી બનાવી તો,
એનો ભુલ્યો ઉપકારરે. પંથીડા૦
સંતો ભાઇરે ગણુપત કે ગુરૂ દેવ મળે તો,
જે તારો સંસારરે. પંથીડા૦

---

## ભજન ૬૦

અનુંભવી આવો આપણા દેશમાંરેજી
ભાવ થકી ભજીએ શ્રી ભગવાન દેશની તો વાતોરે,

દલ થકી દાખીએરેજી હરખે તો કરીએ હરી રસપાને અનુ.
મરજીવાને તોરે ત્યાં મોજો મળેરેજી,
પાપીને તો બાંધી મારે છે માર ધર્મ કર્મનીરે.
ધરી જ્યાં ધારણી વૈશ્નવનો તો વરતે છે જેજેકાર અનુ.
અખંડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી;
રોમરોમ થઈ રહયો રણકાર; જીવ થાય શીવરે;
જુગતી જાણતારેજી તેજ તણો મળી રહ્યા એકતાર અનુ.
સશેતે સમટીરે, ભળો સતસંગમાંરેજી;
ધરો તમે જગતપતીનું ધ્યાન આદી અંતે મધ્યરે;
માની લેજો માનશીરેજી, ગુરૂગણપતનું એવું છે જ્ઞાન અનુ.

---

## ભજન ૬૧.

ભકતી તો ભાવવીના નહી આવેરે, ગુરૂગમ કયું પાવેરે ગુરૂ. ટેક
પ્રથમ હરી ગરૂસંત ન સેવ્યા, મરને અનેક વાનું બનાવે.
ગુરૂ ગુથ જ્ઞાન શબ્દસુધીનાવે, મરતે પ્રેમમગન થઇગાવોરે. ગુરૂ
ચળેલ પુરૂષના સ્વપનામાં ના આવે, મરતે પાટે જોત્યુ જલાવે
મન મેલાને અંતરનાભીનાપતે પીર થઇને પુજાવે. ભગતી.
મનના મેલાને ચાલા કહેના એને સતગુરૂ શું સમજાવે.
પલી મરજાદા ચાલે ઉમેલા ઇતો ભીતુંમાં ભટકાવેરે ભગતી.
કાગવાની સંગાથે કયુધી આવે, સાંન સંતો કેરી નાવે.
દાસહાથીકે'જેણે સંતનસેવ્યા; ઇતો નિશ્ચય ચોરાશીમાં જાવેરે ભ.

---

## ભજન ૬૨

ભક્તિ કેરે મારગરે ફુલાં કેરી પાંખડીરેજી.
સુંઘે તેનો સ્વાદરેજી

કરણીના હીણારે શુરા થઈને ચાલશેરેજી;
અને ક્યાર ખારી મારરે હાં ભકતી૦
ધરણીના ધીંગારે, શુરા નર જે હશેરેજી,
અને મરજીના ખેલે મેદાનરે હાં ભકતી૦
સ્વાદને સંધ્યારે, ગોપીચંદ ગોપીચંદને ભરથરીરેજી.
જોને વનમાં ઉલટયો વૈરાગરેજી;
દેજો સંતોના ચરણમાં વાસરે હાં. ભકતી૦

---

ભજન ૬૩

આ કળજુગમાં કોઇ નર ઉગરયા, ભકતી સર્વથી છે ન્યારી
અસ્થીર મનને સ્થીર કરીસ્થવા; ચાલયા નર સાથે ખુવારી
પરનારી શું પ્રીત કરીને થાય નરકના અધીકારી આ કળજુગ
પતીવૃતાને પાય લાગતાં; હશે કો નરે નારી;
સતી હશેતે સન્મુખ રહેશે; અનેકજન દીધાતારી આ કળજુગ
આપને ગોતો અમર રહેશો, ભોગી નહી બાંધે ભારી;
અંતકાળેતો એકલું જાવું; તેમાં કોઈની નહીકારી આ કળજુગ
સાચે મને સતગુરૂને સેવો દીલડાંની દુઃખદા ટાળી.
જેઠીરામ ચરણે દાસ દેવીઓ, સમજી લેજો નરનારી આ કળજુગ.

---

ભજન ૬૪

પંડીત પુરાણીરે; કુરાની તમે કયાં જાવો,
ભણીને શું ભાળ્યુંરે; અજ્ઞાની અથડી મુવો
પોથી વાંચી પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય;

કહેણી કહે રહેણી ન રાખે; તેણે અર્થ શો થાય;
સામા શું દોડો છોરે, પુઠ તમે ધારી જુઓ. પંડીત૦
ગુરૂ થઇને જ્ઞાન બતાવે, ફોગટ ફુંકાવે કાન;
શીશ પાસે સેવા કરાવે તોય ન આવે શાન;
એમ પુરૂષ જાણીંરે, કાયર જેમ લાગે જુવો પંડીત૦
ટોપી પહેરીને તીલક કર્યાંરે, બેરખા રાખે બે જોડ;
ધોતી ધુવેને પોતે પંખાળે, ખોટા થઇ કહે ખોડ,
માયાના અંધારે અહ્યા તુંતો અથડીને મુવો. પંડીત૦
તીલક તાલ પાખંડ કરે છે, આતમ ચીંત્યા વીના ફોક
મોતી પ્રતાપે નારણ કહે છે, પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મ નવ જાણ્યુરે; જ્ઞાની આપ શોધી જુઓ. પંડીત૦

---

ભજન ૬૫

વારૂ મારા વીરારે ન કરી સંગ નીચનો રેજી. ટેક
નીચપણું નકી નરકે લઇ જાય વારૂ મારા૦
આકડીઆના દુધ અતિ ઉજળાં રેજી
તે પીધે મૃત્યુ થાય. વારૂ મારા૦
દુધઠીયાં મંગાવોરે ગવરી ગાયનારેજી;
સાકળ ભેળે સ્વાદ અતી ઘણો થાય. વારૂ મારા૦
આવળીયો કંટાળોરે અતિ અળખામણોરેજી;
તેને સંગે અંગને વસ્ત્ર ઉજરડાય. વારૂ મારા૦
આંબલીયાની છાયારે અતી રળીઆમણીરેજી;
તેને સેવે ફળની પ્રાપ્તી થાય. વારૂ મારા૦

ગુરૂને પ્રતાપેરે, જેઠીરામ બોલીયાજી,
દેજો અમને સંત ચરણમાં વાસ. વારૂ મારા૦

ભજન ૬૬

રહોનેપદનાં પલ ઘડી; તમો રહો આજની રાતડીઆં,
મારા દીલની જુજ વીનતી કરીલ્યો હંસા વાતડીઆં ટેક
કમર બાંધીને ચાલ્યોરે હંસો કયા નગરી તરછોડી
મૃત્યુલોકમાં હુવો સંગાથી, આવ્યા આપણ દોઉ જોડી. રહોને
આ કાયાને લાડ લડાવ્યા બહુ જતન કરી જાળવીયાં.
તમે ભારભરો હાલ્યા પ્રાણીઆ અમને કોને ભરાવીયાં. રહોને
કાયા સુંદરી રૂદે રૂદન કરી, અમે અબળાં બહુ તરવરિઆં
વાલે અમને મેલ્યા વનમાં ગયો આતમા રવડીઆં. રહોને
સગુ કુટુંબ તને લુંટવા લાગ્યું સોળ સેવામાં સજ કરી
તમે રાણી આચાલ્યાપ્રાણીઆ, રસાણુ ભોમીપર જળીઆં રહોને
અપાર ઉપાધી છોડો એ પ્રાણીયા ઉજડ કરો હો માવડીયા,
દાસ જેરામ રામને ચરણે ગુણ ગાય ચરણે પડીયાં. રહોને.

---

ગોરખના ભજન ૬૭

મનસા માલણીરે, ગોરખ જાગતા નર સેવીએ,
જાગતા નર સેવીએ; તુંને મળે નિરંજન દેવ— ગોરખ૦
પત્થર પુજે હરી મલે તો, મેં પુજુ ગીરીરાય.
એ પહાડકી ચક્કી બનત હે, પીસ પીસ જગ ખાય મનસા.
ફુરે માલણ લાવી લડાંરે એનો કળીએ કળીએ જીવ

ઓહી ફુલ દેવનકુ ચડતરે દેવ જપે તે શીર—મનસા૦
માલણ લાવી ફુલઠારે ધર્યાં દેવની પાસ.
એ દેવનમેં સાચ હોય તો કેમ ન આવે પાસ;
ટંકણુ દઇ પત્થર ઘડયો ધરયો છતીપર વાય;
એ સવમાં જો સાથ હોય તો ઘડનારાને પાય;
એ પથરના દેવને દીજે જલમાં ડાલ.
આપે બુડે તે કોને તારે કોણ કરે સંભાળ—મનસા૦
પુજારીના ઓશીઆલા ઠાકર ઠામે ઠામ,
અંધીવાન મંદિરના ઠાકર કહેવાના ભગવાન—મનસા૦
સેવ સુંવાળી રાંધીને ધરી દેવની પાસ.
જમનારો તો જમી ગયો ને દેવને ન આવે વાસ—મનસા૦
એક ભુલ્યો દુજો ભુલ્યો ભુલ્યો સબ શંસાર,
એક ન ભુલ્યો જોગી ગોરખો કરી ભજન આધાર—મનસા૦

---

ભજન ૬૮

ઉંડો કુવો સંતો જળ વીના નિત્ય ભરે પાણીઆરી.
અસત જુઠુ નવ બોલીએ બ્રહ્મા જુઓને વીચારી—ઉંડો૦
હેઠે કુંભાર ઉપર ચાકડો તે મેં ફરતાં દીઠો,
કીડી કેરા નેત્રમાં હસ્તી જોતાં મેં દીઠો—ઉંડો૦
નદી કેરાં નીર ઉલટયાં જઇ પરવત ચડીઆં
હરણે પાસો બાંધીયો માંહી પાડયા—ઉંડો૦
હેઠે ભમર ઉપર કમળ છે માળી છાબમાં દીઠો,
તેનો પ્રેમલ વાયરો ચૌદ લોકમાં મીઠો—ઉંડો૦

હેઠ ગાગર ઉપર પનીઆરી તે મેં ભરતારે દીઠી,
ગોરખ બોલ્યા વીનતી વાણી છે બહુ મીઠી-ઉડો૦

---

## ભજન ૬૭

સોહી માશુક મેરી નજરમેં આયાજી
જયારે દેખુ છાયા તેરી રામ,
જયોરે દેખુ દાતા મેરા રામ. સોહી૦
ગવરીનો પુત્ર ગણેશ મનાવોરે
હેતે હાલ હુલાવો રામ. સોહી૦
બાવન બજારૂને ચોરાશી ચૌટાં
મારા સતગુરૂ રમીઆં રામ. સોહી૦
તલભર તાળાં રજભર કુંચી,
મારા સતગુરૂએ ખેલ બતાયા રામ. સોહી૦
સંસાર સાગર મહા જળ ભરીઓ,
તારૂડે તાર મીલાયા રામ. સોહી૦
ચારે દેવળ છોડાં કરીને,
દુજા મહેલ બનાયા રામ. સોહી૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા
ખોજા નરસો પાયા રામ. સોહી૦

---

## ભજન ૭૦

ડા'પણ તારૂં જાણ્યુંરે, ડાહયા ડાહયો તું થામા (ટેક)
જ્ઞાન સુધારસ મુકી આખર માયા વિષ્ટા ચહા મા

રંગ રાગથી રીઝે ઘડીમાં ઘડી વૈરાગે ગ્રુંઝે;
તાણ્યા તાણ્યાથી પાપી ચેતન
રઘવાયો તું થામાં ડાપણ૦
ચેતન જાણે ચડુ ગગનમાં, મન પકડી પટકે છે
ધીરે ધીરે સાધ સાધના આખો લાડુ ખા માં. ડાપણ૦
નવીન બાપણા નાથ ચરણ ધર, આડો અવળો જા મા
દીન બંધુમાં રાખ ભરોસો,
ખાલી ખાસડાં ખા માં. ડાપણ૦
મનજી મિત્ર ઘડી મારૂ રાખ્યને, બાપ પગે પડી વીનવું.
છોડ નાડયને હવે અનાડી,
પાતક પ્યારો પા માં, ડાપણ૦
ધાન્ય ધરાંને ધન જન રમણી ભલા ભલાએ મુકીરે
તારી ગતી મુકી લે સુધારી, જીવ બીજા મોમા. ડાપણ૦
અલખ નીરંજન સીદ ધન સંગી, ચેતન આત્મારામીરે
પાપે ડુબી ગંગા મૂકી વૈતરણીમાં નહા માં. ડાપણ૦

---

ભજન ૭૧

અવીચળ કાંઇ નહીરે, મનતુ મકર કોની આસ (ટેક)
સ્વપ્નવંત સંસાર દીસે; શમજપદ અવીનાશ અવીચળ૦
આપ સુખને સ્થુલ સુક્ષમ, વહ્‌રાટ ચૌદ લોક,
બ્રહ્માંડ દીશે લણુસનું માંડણી માંહી તે પોક. અવીચળ૦
કલ્પનાએ કહીએરે વાણીએ કરીએરે જેહ
કાલ કરતવ્ય જેટલું બાધ અંતે લજુશે તેહ. અવીચળ૦

સગપણ શરીરને સમયે ન પ્રગટ થાય,
ધ્રુવ કે ભુપતીને ઘર તજી વન જાય. અવીચળ૦
તેને અધીકાર ઉપદેશ દેવ ગ્રંથનો અવિચાર અવીચળ૦
વરાગે અંજન ગુરૂ આંજે ત્યારે ઉઘડે આંખ;
પડળ સઘળાં પુરાં થાએ શાસ્ત્ર પુરે સાખ. અવીચળ૦
અવિદ્યાને ઓળખી વિદ્યા વડે કરે નાશ
પછી વિદ્યા મુકી મધ્યે ઉપજે સંન્યાસ. અવીચળ૦
દ્વૈત સઘળુ ટાળતાં અદ્વૈત થઇ રહે ત્યાંય,
મહા મંત્ર ખરાં પુરૂષનો હુવથી ગ્રહેલાય. અવીચળ૦
થાતાં તે થાએને નહીરે, જાતાં ઝટ નહીં જાય,
પિંડ પરમાત્મા તે જેમના તેમ સહાય. અવીચળ૦
દેહ ભાવે ન દેખીએરે, આત્મ ભાવે નિત્ય
એળે સમજણું બુડીઓરે, અનુભવીની રીત. અવીચળ૦

---

ભજન ૭૨

તારા મનમાં જાણુ છે જે મરવું નથીજો;
જેમ પીપળના પાનને ખરવું નથીજો (ટેક)
અરે જે ઠેકાણુ ઓઢાડી મંગળ ઘાટડી જો
તેજ ઠેકાણે બંધાશે તારી ઠાકડી જો. તારા૦
જે ઠેકાણે વાજીંત્ર તારાં વાગીઆં જો
તેજ ઠેકાણે તારાં લેવાશે છાજીઆં જો તારા૦
તારે પ્યારી વિના કેમ ચાલશે જો
ચુડો ભાગીને એને ખુણે ઘાલશે જો તારા૦

જે ઠેકાણે લખી તારી કંકોતરી જો
તેજ ઠેકાણે લખી તારી કાળોતરી જો. તારા૦
રૂશી રાજનાં વચન સત જાણજો
હરી ગુણ હરખે સું વખાણશે જો તારા૦

---

## ભજન ૭૩

હાંરે તેં તો મનખા જનમ ગુમાવ્યો.
તેં હા ફોગટ ફેરો ખાયો હે
નરનામ ન અણ્યું તેં રામનું (ટેક.)
સુખ સુઇ સારી રેન ગુમાવી,
દિવસ ગુમાવ્યો ખાઇ,
હાલરા સરખો જનમ ગુમાવ્યો,
રીરો કોટીને બદલ જાય. નર૦
સુખીયા મરે સુખ ભોગવી;
દુઃખીયા મરે દુઃખ રોઇ;
જનમ સ્નેહી છે નેડા રામનો,
તેણે સુખ દુખ સહીઆ સોઇ. નર૦
સુખ દેખી મત રાચીએ વીપત પડે મત રોય,
સંપત વીપત દોનું એક છે;
કીરતાર કરે શો હોય, નર૦
તેતો આથમે ફુલ્યા સો કરમાય,
દેહ પડે દહાડો નમે, લખ્યું ન મીથ્યા થાય. નર૦
માતા મન જેમ બાળશું ચીત તણું જળમાય;

ઘડી એક નીચુ જો પડે;
તલપ તલપ જીવ જાય. નર૦
અનલ પંખીને વેગ ઘણો ઉડી આકાશે જાય;
દ્રષ્ટી થકી ફળ નીપજે,
એનો સાર કહ્યો નવ જાય. નર૦
જેસો રંગ પતંગકો, તેસો હે સંસાર.
રામ નામ રંગ એક છે
રોહીદાસ પ્રાણ આધાર. નર૦

---

## હરદાસમાં ભજન ૭૪

નાદાનસેં ઇનસાન, કબુ આશા ના કરનાં
જો દીલકા દગાબાજ, સંગ કરનાપતોબી ડરનાં (ટેક)
દીન ચારકા મીજમાન, સુકર ચલાજાનો હેદાયાર,
ડરના ખુદાકે કોપસે પાઉ દખદેખ ધરનાં નાદાન૦
હરમત રહે જ્યું અપની, ઇતમાં કરાવે કામ;
કમરકુ તુંબા બાંધકે, દરીયાકુ તરનાં નાદાન૦
જીસકાજો શુકન સારૂ નહી કુડેશે દગલબાજ
બઇમાનકે નન ફુશે, ઇમાનતો નખે કરનાં નાદાન૦
હરદાસ હુકમ માન, બાત સારકા સદાઇ
સાચી લગનમેં સાદીયો; સાઇકું શરનનાં નાદાન.

---

## ભજન ૭૫

ગુજરેગી ઉમર સારી ધંધે મે ધ્યાન તેરા;
બહારે બતી લગાઇ, ભીતર રહ્યા અંધેરા. ગુજરેગી૦

સંસાર જાન સપને જેસા હેજી ધનમેં ક્યું ઘેરા
ઉઠ જાગરે અજાના તું સુનતા હુય કે ઘેરા, ગુજરેગી૦
જીજીકે જોરસે ચરખા શિરપે કાલકા હે હેરા
મારખાયગામર જાયગા, પીછે બાત શીરેગાફેરા ગુજરેગી૦
હરદાસ સાધુ દીલસે લીયા સતગુરૂકા સેર;
એક પલમે પાર ઉતેરે, નામ કયા હુય તેરા.

---

## ભજન ૭૧.

અપનાં દીલ સમજા નહિં તો ઓ-ઓરકું સમરનાસોકીયા
જીસકી નજમેં ઝેર હુયે, ઉનકેઘરે જાનાં સો કરનાં અપના
જીસ ચીજમેં લીજત નહિ, ઉસ ચીજકો ખાનાં શો કયા
જીસ રાગમેં ચજા નહી, ઉસ ગીતકો ગાના શો કયા અપના
ભીતર નભીજા પ્રેમકા, બહાર ધુળવાળી સો કયાં
દાજખમ જફામે દુખતા, તો રાખના છાનાં શો કયા અપના.
શુતે ગુમાઈ સાહીબી અબ જાગ પરતાના શો કયા;
ભુલા ઉસકે નામકો, ફીર ભીસ્તર કે ચહાના શોકયા અપના.
નશીયત ન લગી ઉન જીસકો અંધેશે અથડાના શો કયા
ગાફલ ન સુઝે જ્ઞાનકો ફીરેઉનકો મનવાનાં શો કયા અપના.
હરદાસ હરદમ સાંઇકો કર યાદ ગભરાના સો કયા;
વાલે વસીલે હોયથે, દુનીયાંસે ડર જાનાં દો કયા. અપના૦

---

## ગંગદેવદાસ. ભજન ૯૭

નુર દુરગા પર વારી ખાવિંદ નીતીની ચડે અસ્વારી
હુકમ કરોતો રહીએ હજુરમાં નુરદુરગા પરવારીજી. ટેક.

પંચ તત્વકા બન્યા બંગલા દસમાહી મેલી બારીજી
અવીનાશી આવોને જાગુ શરભગીના ચારી નુર૦
છાંચાની સાથે સગપણ કીધું તન વીંધાળું ગુરૂ બાણે
ભવ સાગરથી તારી લીધાં વાલમ તારે વાણી નુર૦
પુરબે તો પીર મોતે પધાર્યા નકલંગ નેજા ધારી
લીલાંને પીળાં નીશાન ફરકે દરગા ઉપર વારી નુર૦
પ્રીત વિના ત્રમોહીએ જેને ખાંડ લાગે તે ખારી,
હેત વિના હરી હાથ ન આવે હેતતણી બલિહારિ નુર૦
આતમ ચીંત્યા આતમા ત્રણે દીક્ષની કુબજા કટારી,
અંગદેવ દીર મહુરાને ચરણે અલખલીઓ ઉગારી. નુર૦

---

## ભજન ૭૮.

પ્રભુ વાલાં પીર પાદશાહ,
ધુન ઘણી મેં ધાર્યો, ધુન ઘણી મેં ધાર્યો,
એવો પ્રગટ પરચે. ભાળયો,
પ્રભુ વહાલા પીર પાદશાહ—ટેક.
આ ન સુજે પથરા પુજે આંખડીએ અંધારો
અંતર જોતી અળગીમેલી દીવડીઆ શું બાળેઃ—પ્રભુ.
ધોળામાંતો ધુળ લગાડી ખુબ બતાવ્યો ઠારો
અઢાર વરણ એક પ્યારી નેનમાં નેન મીલાયો
મેર કરીને મંદીર પધાર્યા હેતેહરી ગુણગાયો—પ્રભુ

---

## આત્માની અખંડ પ્રભાથી પ્રકાશતું.

# शंकराचार्य द्वादशरत्न,

## ગુજરાતી ભાષામાં મૂળ અક્ષર, અર્થ, તથા વિવેચનસહિત.

વેદાન્ત વિલાશી જીવોને ઉચ્ચ વિચારમાં પ્રવર્ત્તાવનાર, તત્વવિદ્યાના કઠીન ગ્રંથોમાં પ્રવૃત્તિ થવા વિચાર બળને આપનાર, હૃદયમાં સદાય શાન્તરસનું સ્થાપન કરનાર તથા પ્રત્યેક ગૃહસ્થને ગૃહ લાઇબ્રેરીના ભૂષણરૂપ આ એક ઉત્તમ ગ્રંથ છે. પરમાનંદ સ્વરૂપરૂપ પરમ પદની સોપાનરૂપ આ સુંદર ગ્રંથની પ્રશંશા કરતાં તેને ગ્રાહકગણ સત્કાર આપી મનન કરી તેમાં રહેલું ઉત્તમોત્તમ ધન સ્વહસ્તગત કરે એજ અમારી શુભેચ્છા છે. સત્ય વસ્તુને સત્ય છે એમ કહેવું એના કરતાં અમે તેનો અનુભવ કરવાનો અત્યાગ્રહ કરીએ છીએ. શંકરાચાર્યનાં સર્વોત્તમ રહસ્યને કયો મનુષ્ય નહીં ચાહે ? રાજહંસ સદાય મોતીનાજ ગ્રાહક હોવાથી તેઓને તેઓની વસ્તુ માટે વિશેષ આગ્રહ કરવા જરૂર ધારતા નથી. પુસ્તકનું કદ સુપરરોયલ ૧૬ પેજી પૃષ્ટ ૪૫૦ ઉત્તમ ગ્લેજ કાગળ સોનેરી બાઇન્ડીંગનું છતાં કિમત રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ ૦-૩-૦

## મહાભારથ.

વ્યાસ વલ્લભરામ સુરજરામકૃત ( વાર્તારૂપે ) કથા કહેવામાં પંકાએલા વ્યાસ વલ્લભરામની રસિક વાણીથી કોઈ ભાગ્યેજ અજાણ્યું હશે તેમનું રચેલું ભારત અતિરસિક અને મનવાંચ્છિત ફળ આપનારૂં છે. ઉત્તમ ચિત્રો ૬॥।×૯॥ ઇંચ લંબાઇ પહોળાઇવાળાં ૫૨૪ પૃષ્ટનું મોટું કદ હોવા છતાં કીંમત રૂ. ૨-૮ પોષ્ટેજ ૦-૮-૦ જુદા.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણદરવાજા—અમદાવાદ.**

## ભજન ૭૯.

### તુલસીદાસ

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકી સુજરામ
પોઢો સુખ સેજ સીહારામ ટેક.
પ્રભુજીને કનક મંદીર પુરપસેજા કોટી ઉદય ભયભાન
દેવતા સરવે ચોકીએ સનમુખ આયે હનુમાન પોઢે. સુખ.
શેષ સમરણ કરતા નીસદીન ધરત શંકર ધ્યાન
અરવ ગજન રામરાજા સકળ પુરણકાગ. પોઢે સુખ.
સરજુગ કીનારે અજોધ્યા નગરી જ્યાં બીરાજતા રામ
કૌશલ્યા સુત સેજે પોઢે નવલ સુંદરસ્યામ. પોઢ સુખ.
ચુવારે ચંદન અતર અગરચા કનક ડબા ભરપાન
દાસ તુલસી લેકે ઠાકે મેવા દ્રાક્ષ બદામ. પોઢ સુખ.

---

## ભજન ૮૦

### જગાડવાનું.

જાગો હરી જગના પ્રાણ જાગો મારૂં સાચું ધરેણું સામ
વીઠલ વેલા જાગો. વીઠલ૦
માતા જગાડે જાગો કાનુડા ગાંઠરે ઉભી ગાય
સાથ સામા સાદ કરેછે ગાવૈયા મેળો થાય. વીઠલ૦
વીઠલ વનમાં મોરલા બોલે સુખે થયું સવાર
વેદની વારી બ્રહ્મા વાંચે પુજાશો પ્રભાત; વીઠલ૦
ચરકડા ચગચગવા લાગ્યાં ચકવા મેળો થાય
વેચણુ વગાડો ધેન ચરાવો ગોપીઓ મંગળ ગાય. વીઠલ૦

દેવીઓ ભગત મુરતી સાથે દાસ કેરા દાસ
દરસન દેજો પરશન રહેજો, વૈકુંઠ કેરા વાસ. વીઠલ૭

## ભજન ૮૦

રામ ભજયા વિના પ્રભુને ભજયા વિના
જતી રહી જુવાની ટેક.
સરોવર દેખી હંસે લીધો વીસામો ભાઇરે
આતમ થયો મારો રાજી
હરીજન હંસલો જાણે હાલવા લાગ્યો
ત્યારે પરદેશી માળોરા દેખી. ૧
જુવાની જાતાંરે તુને કાંઇ નવ સુજયુંરે
ઘડપણ આવ્યું છાનું સાનુરે.
કાળા મટીને ધોળા આવ્યા ભાઇ
આવી મોતની નીશાની ૨
કુંકુ વરણી કાયા કામ નહી આવે
કેશર વરણા તારા નુર
મુવા પછી તુને સળગાવી દેશે
ત્યારે ઉડી જાય છે તારી વાણી. ૩
જરા પોંચીને તુને જમડાએ ઘેર્યો ભાઇ
રે વાંસે આંસુડાની હેલી
જોધા પ્રતાપે ભણે ભગવાનદાસ
રંગ તોરી આમાં રેલીરે રામ. ૪

## ભજન ૮૬

રૂડા રામને મનાવો ગણપતિ દેવને મનાવોરે
જીરે સાગર જળભરીઓ,
રાજા કુડા એની પ્રજા કુડી
કુડા કળજુગના મેહુલીઆ. હોજીજીરે. ૨
નર કુડી જેની નારીની કુડી
કુડા કળજુગમા નેડા હો, જીરે. ૩
કાલર ભોમીમાં ખીજરત વાલો
પણ જો તરીએ ગાડા લાવો હો. જીરે. ૪
ખારા સમુદ્રમાં મીઠી એક વીરડી
ભવસાગરમાં રૂડા હીરા હો. જીરે. ૫
કે માલણથી નુગરો નર ફેરવો,
અમીરસ ઘોળી ઘોળી પીવો હો. જીરે. ૬

---

કુંભારાણાનું

## ભજન ૮૩

એ ભલો ભલો મેવાડનો રાજા રાણો કુંભોજી,
કુંભાને સરીખોરે હરીજન હેતે મળોરેજી
ઓત્રા ખંડમાંથી ચારણ આવ્યોરે હા
અને આવ્યો આવ્યો કુંભા તારે મોલરે. એ ભલો.
રૂપુ માગોતો ગઢવી સોનું આપુરે હાં,
અને આલું આખું ગરઘર અને ભંડારરે— એ ભલો.
સોનું રૂપું મારે અંત ઘણેરૂ રે હા,
હું માગું કુંભા તારીરે રાણીરે. એ ભલો.

અસત બોલું તો મારૂં સત હારૂંરે હાં
અને સુન સુના મોલ તમારારે— એ ભલો૦
સાંજ પડી સતીએ દીવડીઆ રચાવ્યારે હાં
અને મોલે આવ્યો ગઢવી ચારણરે— એ ભલો૦
ફરતાં ફરતાં ગઢવી વેણ લાવ્યોરે હાં
અને જયારે જુવે કુંભો રાણો— એ ભલો૦
સવાર પડીને ચોરે ચારણ આવ્યોરે હાં
અને સુતો માલાને જગાડયોરે— એ ભલો૦
કરજોડી ગઢવી પાય લાગ્યોરે હાં
અને સાચું સાચું ધરમ તમારૂંરે— એ ભલો૦
માલદેવી કુંવરી સતી લીલાવતી બોલ્યારે હાં
અને મારા હરીજનનો અમરાપરમાં વાસરે. એ ભલો.

---

## ભજન ૮૩.

કુંભારાણા આપણે સાહુએ જયારે સભા રચાવીને
જયાં ભાર કુળ પરવત નવ કુળ નાગ.
સતની દોરી મેધ ધરાવે ગરાદહેજી,
ત્યારે નુરીજન પોચ્યા સોદ્દ નરવાણાં.
શતવિશ્વાસે શદા મુની સોધારે હોજી. ટેક.
કુંભારાણો દીલ્લીનો સંઘ જયારે દુવારકાં ચાલ્યો હેજી,
ટકો આપ્યો રોહીદાસ ગેમાર—
સોનાની ચુડીએ સતીએ હાથ ગરાયો.
ચુંદડી મોડીઓ આવ્યા આપો આપ. સત વિશ્વાસે૦ ૨
અને કુંભારાણા સંગરે જેસંગ નવાણ ગળાવીઆં,

પાણી નાંખ્યાં ટાંક લગાર
મેઘ માચરે જ્યારે કાયા હોમાવીહેજી
ત્યારે પાણી ભરે ભોઇ પાણીઆર. સત વિશ્વાસે૦ ૩
અને કુંભારાણા રૂષી માતમ ઘરે જામો રચાંવ્યો,
ત્યારે પાટે પધાર્યાં રૂમાદે નાર,
કનક થાળને કાધો વહાલે કરંડીઓ
હેરણા હેરે માલદેરાય. સત વિશ્વાસે૦ ૪
અને કુંભારાણા પોતા રંગમાં પર રામદે સીધારેજી
સાધે સીધ્યાં તોલળદે નાર;
દેવળ ચણાવી ધરમની ધજા બંધાવીજી,
અને ધન્ય ધન્ય અજમલ ઘર અવતાર. સત વિશ્વાસે. ૫
અને કુંભારાણા દેલડી નગરમાં ત્રણ સુની મીલાજી,
રાવતો રણસી ને ખીમડો કોટવાળ,
કાશીએ જઇને કરવત મેલાવીઆં,
બાવ્યુ છોડાવ્યાં ચૌદ હજાર. સત વિશ્વાસે૦ ૬
અને કુંભારાણા આપણે ધણી બે,
જ્યારે જગત રચાવીઓજી;
ત્યારે પાટે પધાર્યાં નકળંગી રાજ,
મેઘ માકરો શબ્દ દાખવે,
સોઈ સંતને અમરાપરમાં વાસ. સત વિશ્વાસે૦ ૭

---

ભજન ૮૪

જીતે સંતો આજ મંડપમાં આનંદ વરતોજીરે,
તમે જતીરે સાત મળી જાગજોરે;

હે સંતો પ્રેમે ગુરૂના ચરણ પખાળોજી,
તમે મનરે વરતાં ફળ માગોરે હેસંતો આજ મંડપમાં,ટેક.
જીરે સંતો પ્રથમ પારવતીએ શંકર પુજીઆજી,
ઇતો નીપજયા ચરમને માટેરે,
જીરે સંતો ધન ધન માતમ બીજે ધરમના
ઇતો સાટવીયું ચીરને શાટેરે,
જીરે સંતો બ્રહ્માએ બ્રહ્માણી આવ્યાજી,
ઇતો પરમારથે પરવરીયોરે,
હે સંતો હંસલો ગીતાનો હારદ લઇનેજી,
ઇતો ધરમ લાખેણાને વરીયોરે;
હે સંતો ઈંદ્રને ઇંદ્રાણી પોતેજી.
ઇતો ઓળખીયા આદ સ્વામીરે,
હે સંતો અભેદાન ઈંદ્રને આપ્યાજી.
ત્યારે વીશેની વેદના વામીરે,
હે સંતો વૈલોચન બ્રહ્માના પાસેજી,
રૂડો ધરમ રૂદેમાં ધારોરે.
હે સંતો પાછો વળીને ન જોયુંજી,
ઇતો હાથે કરીને ભવ હાર્યારે;
હે સંતો ભક્તિ ભોલાપણ ભેળુ ન ચાલેજી,
તમે ખોળી શકો તો ખોજોરે,
હે સંતો શીરદાસ કે આ છેલ્લો જનમ છે;
એતો જોગ મળે તો જોજોરે.

---

# તૈયાર થાઓ ! લુંટાલુંટ! મોટી ધમાલ !

**૭ માસમાં ન આવડે તો રૂ. ૧૦૦ ઇનામ.**

આજ લગી બહાર પડેલી તમામ બુકોમાં મ્હોટામાં મ્હોટી, નવામાં નવી, સારામાં સારી અને સ્હેલામાં સ્હેલી, સોંઘામાં સોંઘી, ચોપડી આજ છે.

## સેલ્ફ ઈંગ્લીશ ઇન્સ્ટ્રક્ટર.

# [ રાજભાષા ]

ઘેર બેઠા જો તમારે વગર માસ્તરે રીતસર ઇંગ્રેજી શીખવું હોય તો સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રક્ટર જરૂર ખરીદજો. લોભીયા પુસ્તક પ્રગટ કરનારાઓની માફક આ પુસ્તકના વધુ ભાગો છપાવ્યા નથી. પણ તે બાર ભાગમાં પુરૂં કરી એકજ પુસ્તક બહાર પાડયું છે.

અક્ષર જ્ઞાન, વાંચતાં, લખતાં, બોલતાં, કાગળ લખતાં, તાર લખતાં વગેરે શીખવા માટે આ પુસ્તક એક ઉત્તમ સાધન છે, અને એના જેવી સમજ બીજા કોઇ પુસ્તકમાં નથી. સુપર રોયલ ૧૬ પેજી (પૃષ્ઠ ૩૬૪) કિંમત ૧—૪—૦ પોસ્ટેજ માફ.

## ભજન મહાસાગર.

યાને હિન્દુસ્તાનીપદોનો સંગ્રહ મ્હોટો—સંતમહાત્માઓની પ્રસાદીમાંનો આ એક અપુર્વ ગ્રંથ છે, નવરાસ વખતે સંસારસાગર તરવાને આ ઉત્તમોત્તમ સાધન છે ગ્લેજ ઉંચાકાગળ પાકું સોનેરી પુંઠુ છતાં. કિ. ૧૨ આના. મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણદરવાજા—અમદાવાદ.**

## ભજન ૮૫

સંતો જીવન મુક્ત હમારાજી, ના કછુ સંસરાના કછુ ધોખા
કર્મ ભ્રમ તે ન્યારા સંતો.
પાંચ તત્વ તો હમહીં ચીન્હા, હમહી ઠાડી કાયા,
જલ થલમેં હયે પસારા, સબ હે મેરી માયા. સંતો.
ઓહમ સોહંમુન રણકારા, સોહી સમર કીનાં;
ગુપ્ત પ્રગટ સબમેં રહેવે સો ગતકો વીરહે ચીન્હા. સંતો.
રહેત પુરસકી ખબર ન પાવે,
સાધુકા ઘરો ઘર બોધ પ્રસારા;
જ્યોતી સ્વરૂપી નીરંજન, ભજન કર રહ્યા હમારા. સંતો.
ખુદ વાણીમાં કહી સમજાવું, સત્ય શબ્દ હુકીમ ભાખ્યા;
સાધુ હોયસો સમજી રહેવે, સોઇ હમારી સાખા. સંતો.
અબુજ લોક બુઝે નહિ ને બુજે તે હયે સંતો;
કહેતે કબીર મેં કહેતી ભાખ્યું અગમ પાર અંનતા. સંતો.

---

## ભજન ૮૬

સંતો ભાઇરે ઉન ઘરકી મોહે સત સમજાયે;
જ્યાં ઘરમેં બ્રહ્મા આયાજી (ટેક.)
સંતો ભાઇર કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહા જાઈ સથાયાજી, સંતો.
સંતો ભાઇરે કોઇ પુજે શીવ શકતીકું,
કોઇ પીર મનાવરેજી;

સંતો ભાઈરે અલખ પુરૂષકી આનંદ ન જાણે,
રોકટ ફેરા ખાવેજી; સંતો.
સંતો ભાઇરે બ્રહ્મા વિષ્નુ મહાદેવ સ્વામી,
પથરા નામ ધરાયાજી;
સંતો ભાઇરે ઉન પથરેકું કાલ ન વ્યાપે,
સુના મર મર જાવેજી, સંતો.
સંતો ભાઇરે ઘરી આ દેવલકું સબ કોઈ માને,
અણુઘડ ન માને કોઇજી;
સંતો ભાઈરે નુરત સુરતસે જો કોઇ માને,
નીરસેકા ફુળ સોયેજી. સંતો.
સંતો ભાઇ રે ધાટ વઇરાટ કછુ બીન હોતાં,
પુરણ હુતી માયાજી;
સંતો ભાઇરે અજબ રેજબ દોઇ તેના બીન હોતા,
તબ જીવડા કહાંસે આયાજી. સંતો.
સંતો ભાઈરે મેં મેરી મમતાકું માર હટાયા,
તબ જઇ સુક્ષમ પાયાજી;
સંતો ભાઇરે સુરતા સોહાગણ ચરણ જોઇ લોટી,
તબ જાય પ્રીતમ પાયાજી. સંતો.
સંતો ભાઇરે સાધન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી;
સંતો ભાઇરે કહેત કબીર અલખ અવીનાશી,
યમકે સંકટસે છોડાયાજી.

---

## ભજન ૮૭

રામ ભક્તિ તેં કર્યું નહીં સાધી, ટેક.
તે કેમ ન મુવા જીવ અપરાધી,
ધરી મનખા દેહ જગમેં વીગોઈ;
ચીતર પેલે વાકીમા તન મુમે. રામ૦
ગર્ભ ભજન કર્યું ન હોઇ તેરી માઇ,
જેણુ ન શોભ્યા રઘુ રાયે. રામ૦
ચુનકાકો બેટા બાપ કીનહીકુ કહેવે,
ગુરૂ વિના જ્ઞાન ચેલા કીનહીશે લેવે. રામ૦
કહેત કબીર સુનો સુંદર રૂપા,
રામ ભજન બીન પડો જમ કુંપો. રામ૦

---

## ભજન ૮૮

બંગલા ખુબ બન્યા માહારાજ, જ્યાં મેં નારાયણ બોલે. ટેક.
દશ બંગલેમે દશ દરવાજા, બીચ પવનના થંભા;
આવત જાવત કોઇ નવ દેખે, એહી બડા અચંબા. બંગલા૦
દશ બંગલેમે રાજા બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મરદંગ બાજે, રાગ છત્રીશે ગાવે. બંગલા૦
હાડ ચામકી દેહ બનાઈ, તામે નાડીના કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ ચડાયા. બંગલા૦
પાંચ પચીશેક પાતર નાચે, મનુવા તાલ સજાવે;
સુરત નુરતકી મરદંગ બાજે, રાગ છત્રીશે ગાવે. બંગલા૦

ક્ષેમ રોમકી છાય મછાઈ, ત્રણ ગુણકા ગાલા;
કહેત કબીર સુનો ભાઇ સાધુ, ચેતન સુનવા વાલા. બંગલા૦

---

## ભજન ૮૯

રામ ભજનસે લાગીરે વીરા કબીરા,
કબહુ ભયા વેરાગી જી હો હો હોજી—ટેક
ચંદાબી નહોતા ને સુરજબી નહોતા રે હો હો હોજી
નહોતા નવ લાખ તારારે. વીરા૦
મહાદેવજીકા જનમ બી નહોતા રે હો હો જી.
તે દનકા લેખ હમારારે. વીરા૦
ધરણી નોતી કયાં જનમ ધરૂં ગોરેહેજી,
નીર નહોતાં કહાં નાવુંરે. વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પાવ ધરૂં ગોરેહેજી;
અખંડ હોય ત્યાં જાવુંરે. વીરા૦
અઘોર અંધકારમાં કાંઇ નવ સુઝેરેજી,
નોતા ગુરૂ નોતા ચેલારે; વીરા૦
તે દીનકા મુંડ મુંડાવા રે હે જી,
તે દુના ફરૂં એકીલારે. વીરા૦
પેલા જુગમાં પવન પાવડી લીધારે હે જી,
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
ત્રેતા જુગમાં આડબંધ બાંધ્યારે હે જી;
કળજુગમાં ઝોળી ઝંડારે. વીરા૦

સહેજ સહેજ ગુરૂ ચેલા મળીઆરે હો જી,
ગુરૂ મળ્યા સમા નંદારે. વીરા૦
કહેત કબીરા સુણો સાધુરે હે જી,
આજ ભયા આનંદારે. વીરા૦

---

ભજન ૯૦

અબ તુમ કબ સમરોગે રામ
ગર્ભ કુલીમે જપ તપ કીનો નીકલ હુવા બઇમાન. અ૦
બાલપનો હંસ ખેલ ગુમાયો, તરૂન પનમેં કામ. અ૦
હાથ પાંવ જબ કાંપન લાગે, નિકલ ગયે અવસાન. અ૦
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નીદાન અ૦
કહેત કબીરા સુનોભાઇ સાધુ,જીવડા દોદીનકા મીજમાન. અ૦

---

ભજન ૯૧

ખલક સબ રેનકા સપના, સમજ મન કો નહી અપના, ટેક.
કઠણ હે લાઉકી થાર, બહે સબ જાત સંસાર. ખલક.
ઝરા જયું નીરકા ફુટયા, પતા જયું ડારસુ તુટા. ખલક.
એસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભીમાની. ખ.
ભુલ્યો મન સબ તન ગોરા, જગતમેં જીવના થોરા. ખ.
તજો મદ લોભ ચતુરાઇ, રહો નીશંક જગમાંઇ. ખ.
કુટુંબ પરીવાર સુતદારા, ઉસ દીન હોયગા ન્યારા. ખ.
નિશાક જબ પ્રાન જાવેગા, કો નહી કામ આવેગા. ખ.

સદા મત જાના એ દેહા, લગાવે। રામસે નેહા અ.
કારેગી જન્મકી ફાંસી, કહે કબીર અવીનાશી. અ.

---

## બાપુના ભજન ૯૧

પાણીને। ખેલ બનાવ્યે।રે, અની છે। કહી અકકલ ઘણી;
સહુથી રમનારે।રે, શે।ભા તે। નામ તણિ. ટેક.
ખરૂં એ પાણીને ખોટું એ પાણીને, પાણી અરીણુને ખાંડ;
એ પાણીથી થયાં નર નારી; એ પાણીથી બ્રહ્માંડ. પાણી.
પાણીનું બન્યુ મોતીરે, પાણીની બની હીરાકણી;
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનાંરે પસુ પક્ષી બનાવ્યાં, પહાડ પથર ને માંસ;
પાણીના હાથી થોડારે, પાણી સાલ પામ બની. પાણી.
પાણીનારે પચરંગ બનાયા, અઢાર ભાતના અન્ન;
હુંથી ન્યારે। મારે। નાથ બીરાજે, તેને દેખીને થયે।છું દંગ;
સંગ કીધે। તેને।રે, સત્તા તે। આત્મની ગણી. પાણી.
અક્ષરથી અક્ષર બ્રહ્ નિપાવ્યા તે અક્ષરથી નરને નાર;
ઓંકારથી ત્રણ ગુણ નીપાવ્યા, એ અઠાવીર નીરધાર;
ઓગણત્રીસમાં મહા વિસ્નુરે, ત્રીસમા બાપુ ગાય ભણી. પાણી.

---

## ભજન ૯૩

નામ જેનું જાણ્યુંરે તે તો વેદ ચારે ભણે,
ભેદ જેણે હણ્યોરે, તે તો અસે તરત જાણ્યે।. ટેક.

બત્રીસ આભ્રણ અંગે ધરી નારી નાક વીના શો શણગાર;
કવીએ જો આપનું આપત જાણ્યું તે કેમ કરી ઉતરે પાર
સાર કયાંથી મળશેરે, ભણ્યો ખરો પણ ન ગણ્યો નામ. ૧
વાંઝણી નારીને સ્વપ્ન આવ્યું છે પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પુરી થાશે આશ;
કોને બાપ કહેશેરે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ. ૨
નામ ગુણને રૂપનો નાશ, વળી ચોથા પદ અવીનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે તેને, કહીએ હરી તણો દાસ;
નોકરી કર્મનોરે શંશે એક પળમાં ટળ્યો. નામ. ૩
ગરીબી રાખી તમે ગુરૂને ચાહો, કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો, તેનો ધારણ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુરે, અનામી નામ પોતાનો બન્યો. નામ. ૪

---

## ભજન ૯૪.

કામ કરોધ ઓર લોભ ઓહકો જન દુર ભમાવે.
ઇસમે કુચ્છ સંદેહ નહી હે, મોતકી પદવી પાવે; કામ૦
ભવસાગરમાં કદી નહી તરના, હર ક્રોધ ગોથે ખાવે;
જ્ઞાનકી બેડી સંતકો બલા નિશ્ચય પાર લગાવે. કામ૦
જબ ઇશ્વર કૃપા હોવે જ્ઞાન નેત્ર ખુલ જાય;
કપટ દંભકા ધુલે મલ સબ શુદ્ધી મનમેં આવે. કામ૦
રાત અંધારી આધી ચલતી, ડગર હાથ નહી આવે;
અગવા અપના કરો જ્ઞાનકા, જીતે મે રાહુ બતાવે. કામ૦
ઇશ્વર ઉધર કયોં ફીરે ભટકતા, કયો મનકો ભટકાવે;

જગત પીતા પર નીસ્ચે હો તું, મન સ્થીર હોજાવે. કામ૦
ઈશ્વર ભક્તિ કર રાત દિન, ઉસીમેં ધયાન લગાવે;
ઉશીસે નીશદીન કરે યાચના, મન મંગળફળ પાવે. કામ૦
વૈદક ધર્મ ગ્રહણ કરે ઓર, વઇદક ચલન બનાવે;
એહ ઈશ્વરકી રહે ઉપાસક, તબ પર મુક્તી પાવે. કામ૦
સત્યકા સેવન જે કોઇ રખે, શુદ્ધ ચીજ હો જીવે;
ઈસકે બીજાના નહીં ચિત્ત શુદ્ધ હો;
ફીત નારી ગંગા પાવે. કામ૦
અજર અમર જો અવીનાશી હે, ઉસીસે પ્રીત લગાવે;
ઉસીકા કેવળ રહે ઉપાસક, અક્ષય સુખકો પાવે. કામ૦

---

ભજન ૯૫.

વાણિ વાણીરે મારા સતગુરૂની વાણી,
જીતવા પરણાવી બાપે મુઆ ઘેર આણી—ટેક.
ખીલો દુજે મારે ભેંસ વલોણે,
સસરો પારણીએ વહુજી હીંચોળે. વા૦
ખેતર પાકયુંરે રખવાળને ખાધો,
ઉલટો મદગલે પારધીને બાંધ્યો. વા૦
હેઠે હાંડી ઉપર હેલો ચડીઓ,
જળ કેરી માછલીએ બગલાને ગળીઓ. વા૦
આભ વરસેરે જમીન પસરે,
નેવાંના નીર તે મોભેજ ચડશે.

બાવો બોહચારે મછંદર કો પુત,
મેલી મમતાને ભયો અબધુત. વા૦

---

રાગ કાફી

ભજન ૯૬

ટીટોડી કહેતીજી અરે, ભુમી ઉપર ભારજ થશે.
અઢાર ક્ષોણી દળ અહવાણજને. સોમી તજી જઈ બ્યોતીવસીએ
પણ ભવિષ્ય ન ભુલે, કૃષ્ણે કર્યું તે કોઈથી ન મટે;
શું ડહાપણુમાંડુલે હજુર હુકમથીરે.હોનારૂંતે સહેજે હશે. ટીટો
રાંમ પ્રગટીને રાવણ રોળયો, જળમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણમાં લુટાવી વીભીક્ષણ કર્યો ભુપાળ,
વિશે ભુજ વાઢયોરે છેદયાં મસ્તક દશે. ટીટોડી.
પ્રેહલાદજીની પ્રતિજ્ઞા પાળી ને હરણાકંસકુ હણ્યો;
નરસીંહ રૂપ ધર્યું મારે નાથે, બ્રહ્માના વરને જાણ્યો;
હાપેક્ષ સર્વે હેઠું રે, ઉગરે નહીં ઉપાય કરશે. ટીટોડી.
ગજા ઘંટ નાખીને ઇંડાં ઉગાર્યાં, પક્ષીની કરી પ્રતીપાળ,
નરસીંહ નર સર્વથી સમર્થ, રાજે કીધો રખવાળ;
બાળ મને લાધીરે. હરી જનમાં વસે. ટીટોડી.

---

ભજન ૯૭

કર મન ભજનનો વેપાર ભજનનો વેપાર,
ધણી તારા નામનો આધાર. કર૦

પ્રથમ સમરૂ શારદા, ગણપત લાગુ પાય;
દેવના ગુરૂ દેવ સમરૂં, મને જ્ઞાન જ્ઞાન બતાવ. કર૦
જેની દીશાએ મારો જીવ નહી, મન મટતું જાય;
અમૃત પ્યાલા સભર ભરીયા, દેખતાં વીખી ખાય. કર૦
દેખતાં વીખ ખાય, કાગ વાણી છોડ માયલા,
હંસની ચાલે ચાલ, પાંજરામાં પંખી બોલે,
તેમ રામ સુલે લાવ, માયલાના ભાવ રાખો. કર૯
હેત રાખો ધાર નુગરાનર શું દુર રહેત,
જોઇ એનો તાર, પાંચ સાત નવ બાર કરોડ.
તેત્રીસ તું અવતાર, દાવત રણશી બોલીઆ,
મારા ગુરૂ ખેડલો તાર. કર૦

## ભજન ૯૮

આશમ તુને વેહનીરે, નીશા તુને કયાથી મળીરે.
આતો રંગ શેનોરે, બીએ બીજી ભાત પડી. ટેક.
આત્મવિના વીના આત્મો તે જુઠડાં બ્રહ્મ જ્ઞાન;
ભક્તિ તણા જેણે સેહ ન લીધો,
તેતો મેલ હુંશો કરી પ્રાણરે. વાલમ.
વા ગેકા વઢતારે ફાટે આઢી હુડ હડી,
નટવર હોકર નાટક ખેલે, ઇતો જઈ ઉભો દોર ચઢી;
આ ધાણ ચુકયો તારો આત્મા તો અંત્રબગ રહેસો અડી
જાગ તમે સાધોરે ખેલ આવ્યો ખરા ખરા; વાલમ.
સાધુને શુરવીર સનમુખ રેજો, સાચી રામ શું સગાઇ;

પુર વીના નર પ્રગટ હોશે, તે ધન્ય ધન્ય અદક સમાઇ. વાલમ.
રણવટ ચડજોરે, સાથે લેજો જ્ઞાન ચુડી,
નીરવશ હોકર નામ સમરલે, તરવેણી ટંકશાર. વાલમ.
દાસ હાથીને ગુરૂ મોરાર મળીયા;
તે સબળ લીધી મારી સાથ.
ત્યાંથી રંગ લાગ્યોરે, કાઢી માંહીથી કબુદ્ધી પરી. વાલમ.

---

## ભજન ૯૯.

પતી તમારી રામ ચરણમાં લાગીરે,
સુરતા મારિ સત ચરણમાં જાગીરે;
તેણે મારી લે લાગીરે, ગુરૂ બે ભાલીરે. (ટેક.)
સંત શબ્દ જયારે શરવણે સુણાવ્યો ને રેણકાર ઉર તો લાગી,
તરવેણના તીરથ ઉપર મોરલી મધુરી વાગીરે. તેણે૦
ઘણારે દીવસ મન કરૂ દીવાનુંરે હવડાંમાં નવ જોયું જાણિ;
અક્ષારાતી તમને પુરૂષ મળીયા,ત્યારે ભયે પકડી લે લાગીરે. તેણે૦
દયા કરી મન ડોલતું રાખ્યું, તૃષ્ણાને મેલી ત્યાગી;
સ્વામીજી આગળ જયારે શીશ નમાવ્યું ત્યારે,
સુરતા સુરમાં લાગીરે. તેણે૦
સતગુરૂએ શબ્દ જયારે શરવણે સુણાવ્યો,
અંદર અંતર પ્રેમ પ્રકાશી,
દાસ હાથીને ગુરૂ મોરાર મળીયા,
ત્યારે મટી ગઈ જમડાની ફાંસીરે. તેણે૦

---

## લખમો ૧૦૦

એણુ અમર પુરૂષ પધાર્યાં મેરેદાતા,જેણુ અવરપુરૂષ પધરાયા;
મેરે દાતા ખલકા ખુબ બનાયાજી,
બીજ વરખમાં લરખ બીજમાં. થાણાં ઠીક લગાયા;
અંડન વાલે ખેડ નીપાયા,તો કુબુધિ કપાશીયાની પાયા.મેરે.
સુખમણા નારી સુતર કાંતે, સુરતા તાર મીલાયા,
તીન ગુણીકા નળા ભરાયા; પાંચ તત્વ કે તાણા. મેરે.
બડા કબીરસાબ વણવા બેઠા; હરમ તાર મીલાયા;
વણતાં વણતાં નવ માસ લાગ્યા, તો પચરંગી રેજા નીપાયા મેરે.
સત સુધ શબ્દકા ધાગા; શીવણ વાળા કીરતારા;
ટુકડે ટુકડા ભેગા કીધા તો, સાડું ખુબ લગાયા. મેરે.
ગુરૂ હમારા સતકા જ્ઞાની, જુના પીર જગાયા;
હાથ કરજોડી લખમો બોલ્યો, તો અંતે રહેજો ભેળા. મેરે.

---

## ભજન ૧૦૧

જેને દીઠડે નેણા ઠરે, બાયુ અમને એડા સાધુ મળે,
એ હરમાંથી એક બીંદું પ્રગટ્યું, ને ભગત નામ ધરે,
નરક છોડાવી કરો નીચાળો, એ અમર લોકને વરે. બાયુ૦
ચાલતા નર ધરતી ન દુવે ને પાપ દોષથી ડરે,
વચને વિવેકીને ચાલે સો લખાણા,
તે તો પુછીને પગલાં ભરે. બાયુ૦
ત્રગુણ પુતળી સાવ સોનામાં ને હકડા ઘાટ ઘટે,

ગુરૂના શબ્દ અઘાટ છે તે તો કોને તો ખબર પડે. બાગુ૦
કાચા તે વાડીનો ભમરલોને, સદાય ઓથ ધરે,
આરે સંસારીઆમાં સંત સુહાગી;
તે તો બેઠા ભજન કરે. બાગુ૦
વરખા રજનો હેમજ પોપટો, તે નીરમાં નીર ભરે;
હાથ કર જોડી લખમો બોલ્યો,
તે તો શાંતિના બીંદુ ઠરે. બાગુ૦

---

## છોટમ ૧૦૨

મારા સાચના સંગાથીરે, વખતે વેલા આવજોરેજી;
મનુષ્યા જન્મ મળયો તુને મોટો,
તોય હરી સ્મરણ નવ કીધું હેજી;
તારવા ભાઇ નાવ હાથ લીધું,' મારા૦
પાપ કરમની કોઠી નાંખી, લોભ કપટજ ભરીયાહેજી;
સાચ કમાણી કોરે મુકી, પાપે પેટજ ભરીયા હેજી. મારા૦
પુન્યતણું તે નામ ન જાણ્યું, ધર્મ મુકયો તે જાણી હેજી;
અંત સમે સૌ આવી વળગશે,
કરણી કરમ પ્રમાણી હેજી. મારા૦
પ્રભુની પ્રભુતાઇ ન જાણી, વિષયમાં રહ્યો તું માણી હેજી;
વિષય વાસના દુર તજીને, પ્રભુને ભ્યો તમે જાણીહેજી. મારા૦
પુર્વ જોગે ભેગા થયા છો, માત તમે જાણોહેજી;
પુત્ર કળત્ર તેવુંજ ભાઇ, જગમા સઉ પ્રમાણોહેજી. મારા૦
અંતકાળે જાવું જીવને એકલું, છોટમ લીધું જાણી હેજી;
એવું સમજી પાપ કરો નહી, ઇશ્વરને ભ્યો જાણીહેજી, મારા૦

# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરનાં દોહરા અને તેમાં રહેલો ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તારપુર્વક સમજાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટી, ઇશ્વરી લીલા, મૃત્યુ વિગેરે સંબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા પાષાણ હૃદયવાળા માણુસને પણ આ પુસ્તક સારૂ જ્ઞાન આપી નુતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફ્કત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની પ્રેરણા કરે એવો એમાં અદ્દભુત રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલા બધા આકર્ષક છે કે તેનો વાંચવાથીજ સારો ખ્યાલ થશે મહાત્મા કબીરનો ફોટો પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ ૭॥×૫॥ ઇંચ લાંબું પહોળું કાગળ ગ્લેજ ઉંચાં પૃષ્ટ સંખ્યા ૩૨૦, પાકું રૂપેરી વર્ખવાળું પુઠું છતાં કિંમત રૂ. ૧-૧૨-૦ પોરટેજ માફ.

**સ્પર્શકાન્ત**—આ પુસ્તક સંસાર સાગરમાંથી તરવા એક નૌકા રૂપ છે આ પુસ્તકમાં સંસાર વ્યવહારમાંજ રહિ કૈવલ્ય પદનો માર્ગ દેખાડેલો છે. વીશેષમાં ધાર્મીક બાબતો દ્રષ્ટાન્તસિદ્ધાન્તરૂપે આપેલી હોવાથી ગમે તેવા અજ્ઞાન સ્ત્રીપુરૂષોને પણ ગમત, ગોષ્ટી સાથે જ્ઞાન થાય છે, જેથી વાંચતાં મુદ્દલ કંટાળો આવતો નથી વિશેષખાત્રી પુસ્તક વાંચવાથીજ થશે છતાં કિંમત માત્ર રૂ. ૧॥ પોષ્ટેજ ૪ આના.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્રજાગુટે, બુકસેલર ત્રણદરવાજા—અમદાવાદ.**

## ભજન ૧૦૩

આવું હરી ભજવાનું ટાણું રે, વારે વારે તુંને નહી આવે રે જી.
મનુષ્ય જન્મ આપ્યોરે, મોટા મોઘા મુલનોહેજી;
તોય હરી ગુણ ન ગાયારે,
ગુણ તું ભુલ્યો ભગવાનના હેજી. આવું૦
સમજીને તમે ચાલોરે, જીતો જમ દુવારને હેજી;
હરી ભજનમાં તમે ચાલોરે, સેજે મળશે પુરૂષ હરી. આવું૦
ખોજ કરીનેરે, જુઓ તમે નાથ હરી હેજી;
ગોત્યો છે નહીં જડેરે, એવો સારંગ પ્રાણું. આવું૦
સહેજે ગુરૂ મને મળીયારે, ભજન ભાવે હરીનુંજી;
એવું છોટમ કહેછેરે, મારા ઉરમાં આવો ફરી. આવું૦

---

## પ્રેમદાસ ભજન ૧૦૪

સાધુનો મારગ સાંકડો, ત્યાં કોઈ મળે શુરારે,
કાયર કહે નહીં ચડે, એ છે દલના અધુરારે.
કાયર નર તે વેગળા રહ્યા, નરભે નીરવાણ તે નવ જાયેજી;
શૂળીએ ચઢવું તે તો સ્હેલ છે, સહેલ છે ખાંડાની ધારરે;
અગ્નીમાં આપ અર્પવું, ગરવું જમીન મોજારરે;
તેથી કઠણ અવસ્થાન છે, સંતો ખરારે ખરીનો ખેલછેજી.
દુગજાના ડાઘ લાગે નહી, એછે લના દરીયારે;
હળાહળ પીધું શીવજી સાધુએ અજરા જરીયારે

પાત્ર પારખ્યું તો મળે હોમ અગ્નીમાં જઇ ભરે હોજી.
જુના ધરમને ધાર કરી ચાલ સંસારની ચાલેરે;
જે ધાટે જગ ઠોવાઇ રહ્યું તે ઘાટ સંતો ઓરંડેરે,
નીજીયા પંથ એવા નીરમળા રેણી કેણી ન સંતો ઉજળીરે.
સંત સેવાના ફળ શું કહીએ મુખ વરણવ્યા ન આવેરે
નવધા ભક્તીને ભેટતાં ભેદ ભકતોને ફાવેરે
ચારે સંશે ટળ્યા અને કારણે ભાંમણાં લઉં એને વારણેજી.
કલંક નહિંરે ધરમને એ છે જુની ગાદીરે,
મોટા અનુભવી એમ ઓચરે એછે આદ્ય અનાદીરે;
પ્રેમદાસ વાત પ્રસીદ્ધ છે, સંતો વેદ પુરાણે સીધ્યાછે હોજી.

---

## ભજન ૧૦૫

આવોને સંતો સ્વાતુ વોરીએ માલ મીસ્ટ ગુરૂ મળીયારે
શીરને સાટે લઇ સાટવા ગુરૂજી અઢળક ઢળીયારે
શીર મળે પણ સમો નહી મળે,
સમાના ચુકયાં ભેળા નહીં ભળે હેજી.
અજર પીઆલા જે જન જીરવે આપે અલખ આરાધેરે;
રૂપે રંગે તો રાચે નહી તે નર નવધા સાધેરે;
વણુજુ કરેરે વેપારી ભકિતના ભોગી નર ભરીયા હોજી;
નીમ કઠણ તો નીજારના સુરા લઇને ચાલેરે.
કાયરનું ત્યાં કામ નહી મરજીવા માલેરે,
સાચાને મન સ્હેલ છે ધરમ ઝીણા દેખી ધ્રુજેરે હેજી.

સાયબાની ઓળગે જોડીયા જ્યારે જામ જાગ્યોરે,
આપ આડે ધણી ઓગળે ફળ ચારે ગમેરે;
અહોનીશ નાર અમૃત વહે, સંતને સાહેબ કરી લેખ હોજી.
એ ધરમ આદ આનંદનો જુગ પેલો ધુનોરે,
સનાતન એને સંત કહે ધરણી પેલોરે ધુનેરે;
અહોનીશ હરીજન એમ ઓચરે,
સલુણા નરતો સેજે તરે હોજી.
મારૂં તારૂં મેલજો આ કાયાનું કાચુંરે,
અમર તન કેનું નહી સ્મરણ ગુરૂજીનું સાચુંરે;
પ્રેમદાસ પામ્યા પરીબ્રહ્મને અહોનીશ ધાયાપનું ધરમને હોજી.

---

## લાલદાસ ૧૦૬

સોય રામ સમરો મારા આતમના આધાર,
ભરમણા ભાગો તો દરશન કરો કેદ કરે અહંકાર;
નુગરો સંત ન માને ધણી વીના ખાશે માર,
લેખા લેશે ખુની ખરે. સોય રામ૦
સંત ધરમમાં સમજ્યો નહીને બાંધે કરમ પરીવાર;
ભક્તિ ન ભાવે સંત ન સેવે તો કેમ મળશે કીરતાર;
કુડજ કાઢો તમે સાચુ નામ સંભાર. સોય રામ૦
રવી ગુરૂ બોલ્યા પડદા ખોલ્યા પ્રગટ કરે પોકાર,
ગુરૂગમ હોય ગોતી લેજો તરવેણી ટંકશાળ;
ગગન ગુફામાં સુણી જીણા ઝણકાર. સોય રામ૦

સાધુ શુરો તો સનમુખ લડશે કાયર ભજે ગોપાળ,
શીરને માટે સાહેબ શેનો રે સફળ જનમ નરનાર;
મરજીવાને મોજ મળે દરબાર. સોય રામ૦
દયા દાન અસરાપર મળશે કારજ સફળ સધાર,
હુંડી પાગ્યો હજુરમાં તો કબુલ કરે કીરતાર;
ચરણમાં રાખો જન આપણો કરી ધાર. સોય રામ૦
શીળ સંતોષી નિર્મળ જીવા સોહી પાયા પરીધામ,
અધર સીંહાસન આપ બીરાજે આધેય પુરૂષ નીરધાર;
સોય સુરતને લાલદાસ જાય બલીહાર. સોય રામ૦

---

## ભજન ૧૦૭

હંસો હાલવાને લાગ્યો કાયાનો ગઢ ભાંગો
તમે પોરે પ્રમાણે જાગોરે હાલવાને લાગ્યો—કાયાનો ટેક.
આપો અશાલોને રસીયા રસ વાધે
તમે કુડ કાયાનાં વીરા કાઢોરે. હંસો૦ ૧
નીત નીત નીંદ્રા વીરા નયણે ન રાખો,
સુતાસેં શાહેબો આગ્નારે. હંસો૦ ૨
એકે મને હુધ અલખ આરાધો,
આંત્રળો આરાધવાને લાગ્યોરે. હંસો૦ ૩
અવસર હુઇ રહ્યો જમડા પણ આવ્યા.
ભણુ લુગાણો ભાણોરે. હંસો૦ ૪

---

## ભજન ૧૦૮

હરી જનને વહાલો સંત સમાગમ જીવને વહાલી માયા જોને,
માયામાં વીંટાણો પ્રાણી ભવમાં ગોથાં ખાય જોને.
બ્રહ્માનંદને માયા સુખ મેલી વીસીયાનંદને ધાય જોને,
સુધાનંદ તો સીધુ ત્યાગી મૃગતરણામાં નાહ્યા જોને.
અસાડના મોતીય થાયને સોને મન લોભાંચ્યા જોને,
સતાં જળ કે રૂડાં રવી ઉગે રેલાયા જોને.
સુત વીતદારા અલ્પ સૌ છે મધ્યાન કાળની છાંયા જોને,
મુકતી ન ઇચ્છે આપ ન પ્રીછે શીખ્યાં કીરતન ન ગાય જોને.
નખ શીખ સુધી અવીધા વાતમાં બંધાયા જોને,
જીવન મુકતા મૃત્યુ સીધું તેનો વિશ્વાસ જોને.
કર્તવ્યો મોટી સીધી આપે તેના થાએ દાસ જોને,
થોડી સેવા કરી ઘણું માગે વચનની રાખે આશા જોને,
એવા જનને સાધુની સંગે જ્ઞાન ન થાય રામદાસ જોને.

---

## ભજન ૧૦૯

હોલી હોલી કહે છે રે પ્રભુ મારી વારે ચડો,
બચ્ચાં મારાં મારે રે તળે આવી ભીલ ખડો. ટેક.
બાંણ તાણીને ઉભો પારધી ઉપર આવ્યો બાજ,
દરમાંથી સર્પ જો નીકળે તો વણશે અમારા કાજ;
ગરૂડના ગામીર આંટ રાખી રખે રહો. હોલો૦
કહેતામાં પ્રભુ પરહરીઆ તે સર્પ નીરવાણ,

પારધીને પગે ડસીને તતક્ષણ લીધા પ્રાણ;
ત્યાંથી બાણ છુટયાંરે બાજ આવી હેઠે પડયો. હાલો૦
કઠણ વેળામાં કામજ આવે ભજન કરે ભય જાય;
એવા સમરથ સ્વામી મુકીને કોના પુજો પાય;
ગુન્હેગાર તારો રે તુળસીદાસ ખરો. હાલો૦

## પટોળી ભજન ૧૧૦

પટોળી આ પ્રેમની એના વણનારા વિશ્વાધાર. પટોળી.
સતજુગમાં વણ વાવીયા ત્રેતા જુગમાં ઉગ્યો કપાસ,
દ્વાપરમાં આની કેરીયુરે કલજુગમાં વીણાણા કપાસ. પ૦
સંતને ચરખે લોઢાવીએને પ્રેમની પીંજણે પીંજાય,
શરખી સાહેલી વણે પુણીયુંરે એને ગગને ફરકે છે તાર. પ૦
બ્રહ્માએ તાણયો તાણોને હંસ જેવા ભરથાર,
તેત્રીસ કોડે ગ્રહ્યો તાગડોરે એનો તાગ ગયોરે અસમાન. પ૦
પ્રહુલાદ ઓઢી અભેપદ પામીયાંને ઓઢી મીરાંબાઇ દાસ,
જુનાગઢમાં ઓઢી નાગર નરસૈયેરે પછે આવી દાને હાથ. પ૦

## રવીદાસ ૧૧૧

તારા પદ પરસરે ચારે જુગમાં ન આવું ફેરી,
ભકતને આધીનરે ભકત પ્રતીપાળ હરી. ટેક.

તારા રૂપની શોભા સી વણુવું નીગમ થયારે સ્વરૂપ;
ત્રીવીધી તાપ ત્યાં જને ન માને નિરબળ આશ ભરશે,
સોચણુ ભુલ્યારે બળ અહંકાર કરિ. તારા૦
કીરીટ કુંડળ સુંદર દળ લોચન અમરતની આગાર,
રામ કંઠ રામાસંગ સોહે ધનુષ બાણુ હથીઆર;
ભકતના પાલનરે દૈત્ય સંહારણુ હરી. તારા૦
રાજા સઘળા મળીને બેઠા ધનુષ ભાગો કોઇ,
રાવણુ સરખા કંઈક રોળાણા જેની બુધીએ ભડી ન હોય;
રામ રામ કેજોરે સીતા મન ચીંતા ઘણી. તારા૦
રામ લક્ષ્મણુ ગુરૂ સંગ આવ્યા રાસ રચ્યો છે ત્યાંહે,
શીતાએ રઘુનાથને નીરખ્યા અંગે ઉલટ ન માય;
વાચા એહી પળજોરે સુંદરવેર સરસ ઘણી. તારા૦
બાળક રૂપ સકોમળ કાયા હાથ લીધું કુસમાંડ,
દેવ દેવંતા દેખતાં ભાગ્યું ન રહ્યું બ્રહ્માંડ;
જાન તેડાવોરે જનક કુંવારી ભરી. તારા૦
પરશુરામ ખોંખારીને ઉઠયો મનમાં આણિ રોશ,
રામ લક્ષ્મણુ સનમુખ ભેટયા બાણે કાધું બળ સોચ;
હું છું તારો બ્રાહ્મણુરે પ્રભુ તમે ચરાચરી. તારા૦
આગે સંત અનેક ઓધારીયાં ત્રાતા ત્રણ રામ,
અનેક જુગના ભુપ પ્રભુજી કરે રવીદાસ પ્રણામ;
તારા પદ પરસારે ચારે જુગમાં ન આવું ફરી. તારા૦

## ભજન ૧૧૨

દલરે દરીયામાં હુમેશ નાતાં કાદવ કપડાં કયું ધોતારે,
પતીવૃતા ઘેર નાર પદમણીને ગુણુ કાસે મન કયું મોતા;
ખાવે પીવેને મારે થીંગડે સાચા માલ મુરખ કયું ખોટા,
ઉગ ત્યાં નચાવે અભાગીઓને ઈંગારે બીજ કયું સોના
આમ્ર વૃક્ષકી છાયા છોડકર આકડે આસ કર કયું સોતા
હંસની સભામાં કબુ ન બેસતો ને બગલા સાથે મન
ખાવે ગોથા;
શીઘ્ર સરાવતાં કંઇક જુગ વીત્યા મુવા પછી મુખ કયુ ધોતા
આવ્યા પુરૂષને આદર ન દેતા ને મુવા બાપને કયુ રોતા
કરી લેની બંદગી સાચા સાહેબની ઓર અરોંસા સર્વે ખોટા,
કહે રવી સાહેબ સંતો ભાણુ પ્રતાપેને અમર નહિ રેવે
તેરા ચોથા,
કલરે દરીયામાં હુમેશ નાતા કાદવ કપડાં ધોતા.

---

## ભજન ૧૧૩

જાગોને મન તમે આતમ રામ દેખો નજર પાછળ ફેરીરે;
પડી ધણાના ઘડીયાળાં વાગેને,
કાયાનો ગઢ તારો લેશે ઘેરીરે. જાગો૦
માત તાત તારા કુટુંબ કબીલા બેની બંધવ સુનતી ઘેરી;
તેમાંથી કોઇ તારે સંગ ન આવે,
ન આવે ઘરના મેરીરે. જાગો૦

એક દીન જમરા શહેરમાં ઉલટસે,
ધર્મ સાથ ચડશે એની સ્વારીરે;
આરે કાયામાં ધંધુકાર લાગી રેશે,
જેમ અષાડી ધનઘોરીરે. જાગો૦
દશ દરવાજા તારા બંધ કરી લેશે,
ચોપદાર ઉભા રહેશે ચોક ઘેરીરે;
પુન્ય વીના તારા પાછળ ન આવે તે,
કોણ કરે વસ્તી તારીરે. જાગો૦
તનમાં તપાસો તમે જુઓ વીચારી,
મનુષ્ય જન્મ નાવે વારંવારરે;
કહે રવીદાસ સંતો ભાણ પ્રતાપે,
એક અલખ આશા તમારીરે. જાગો૦

## ભજન ૧૧૪

સત વચનકા કરી લે નીવેડા મેં રામ સતગુરૂ મંઇ બોલોરે,
આયલા સહેરમાં રતગ અ તુલખ,
વસ્તુ છે માંહી અણ તોલીરે;
દલરે દરીયામાં અખંડ દીવોરે. સત૦
દેખ્યા વીના મારૂં દલે ડોલેરે,
જ્ઞાતુનાં ભરીાહાં બોલા ભવોભવ ભુલ્યારે;
સતગુરૂ વીના તાળાં કોણ ખોલેરે, સત૦
ગગન મંડળમાં ગુપ્ત ગેબીએ બાવન અક્ષર બાર બોલેરે,

તુરી તખ્તપર નામ નીરંતર,
સુરતે ને સુરતેં જેમ નાંખેરે. સત૦
આગળની જેને હશે ઓળખાણુંરે,
અહુયો વચન ઇતો નહિ મેલેરે;
આવ્યો અવસરને એતો મારા બેલીડા,
ફુળ લાગ્યું છે આ વેળારે. સત૦
પટા લખાવ્યા જેણે ધણી હજુરમાં,
કોને દરવાણી એને કેમ રોકેરે;
કે રવીદાસ સંતો ભાણ પ્રતાપે,
પ્રેમના પ્યાલા કોઇ સંત પીવેરે. સત૦

---

## રૂપાંદે અને માલાનું ભજન ૧૧૭

વાયક આવ્યાં ગુરૂવા દેશનાંરેજી, રૂપાંરાણી જમલે પધારોજી, ૧
કેમ આવું ગુરૂ મારા એકલીજીરે, સુતો માલદે જાનેરેજી. ૨
નીદ્રા મંગાવું સારા શહેરનંજીરે, ઉપર અમર ઓચાડી રેહોજી, ૩
સોડમાંસુવાડું વાસંગી નાગનેરે, ખુણે ખાટ ઢળાવુંરે હોજી. ૪
વાળે વાળે મોતી પરોવીઆંજીરે, ટીલડી ચોટી લલાટેરે હોજી, ૫
થાળ ભર્યા સગ ગોતીડેજીરે, રમઝમ કરતાં ચાલ્યાં હોજી. ૬
ત્યાંથીરૂપાંદ રાણી ચાલીયાંજીરે. આવ્યાં દાડીને દરવાજે હોજી. ૭
બાઇ પોળીઆ વીરા વીનવુંજીરે, તુંતો સુતોછે કે જાગે હોજી, ૮
કાંક સુતો કાંક જાગીઓજીરે, રાણી તમે કઠડે પધારોજી. ૯
વૃત રહુયો એકાદશીનાંજીરે, ઇશ્વર પુજવાને જાવું હોજી. ૧૦

તાળાં જડાવી જેસળ શેરનાજીરે, કુંચી માલા દરબાર હોજી.૧૧
ઉભા રહી અલખ આરાધીઓરે, ખડગ બારીને ખેડકી હોજી, ૧૨
ત્યાંથી રૂપાદેરાણી ચાલીચાંજીરે,આવ્યાં ધણિને દરબાર હોજી, ૧૩
અલખ વધાવ્યો સાચેમોતીડેજીરે.સોની ઓપતીપધરાવ્યો હોજી.
સઉગતને હુરો હુરી મારેજીરે, ગુરૂને પ્રણામ હોજી. ૧૫
આવ્યાં રૂપાદે રાણીજીરે, જગહુળ જોતું દરશાણી હોજી. ૧૬
ચંદ્રાવળ ચડયાં ગામમાંજીરે, સુતો માલાને જગાડયો હોજી. ૧૭
ઉઠો રાણા ઉઠો રાજીઆજીરે, રાણીએ રાજ અભડાવ્યાં હોજી ૧૮
ઝડપ લઇ માલાદે જાગીઆઃજીરે.સોડમાં વાસંગી ધુંધવ્યોહોજી.૧૯
કરડયા હુતા પણ ઉગાર્યારેજી, ચંદ્રાવળી ભાગ હોજી. ૨૦
ખડગ ખાંડુ લીધું હાથમાંજીરે, માલાદે ક્રોધજ કર્યોહોજી, ૨૧
જોયાં મંદિર જોયાં માળીયાજીરે, ઘોડાની ઘોડાર હોજી. ૨૨
ત્યાંથી રાવળ માલો ચાલીઆજીરે,આવ્યા દોડીને દરવાજેહોજી.૨૩
ભાઈ પોળીયા તન વીનવુંજીરે.રાણીને ખતાં તે જાણીરેહોજીરે.૨૪
કાંક સુતો કાંક જાગીઓજીરે, મુજને ખબર નથીરે હોજી. ૨૫
કોપ કરી ખાંડ ફેરવ્યુંરે પોળીએ, પોળુ ઉઘાડીરે હોજી. ૨૬
ત્યાંથી રાવળ માલા ચાલીયાજીરે, આવ્યા રૂખીને દ્વારરેજી.૨૭
પાછલી પછીતે ચડીઓજીરે. નજરે ભાળી હોજી. ૨૮
ગુરૂ મારા દેવચીજીદ જોત્યું ઝાંખી વરતાણીરે હોજી. ૨૯
આપણા શહેરમાં કોઇ નહી નુગરોજીરે, માલદે પધાર્યારેજી૩૦
બરસીફુલ મોજડીઉ ઉપાડીજીરે, માલદે ત્યાંથી ચાલ્યારેજી. ૩૧
સઉગતો ને હુશે હુરી જીરે, મારા ગુરૂને પ્રણામ હોજી. ૩૨

ગુરૂ મારા દેવંચાજીરે, પભની મોજડી દેરાણીરે હોજી. ૩૩
અઉગતો અલખ આરાધીઓજીરે, સ્વર્ગથી મોજડી ઉતારીરેજી૩૪
લો રૂપાદે પેરો મોજડીજીરે, કંઇ કેણુ કેવરાવ્યાજી. ૩૫
ત્યાંથી રાવળમાલો ચાલીઆજીરે, એતો પોળીઆને માર્યોજી. ૩૬
શીખુ માગી રૂપાદે ચાલ્યાંજીરે, આવ્યાં દોડીને દરવાજેહોજી. ૩૭
ઉભાંરહીઅલખ બોલીયાંજીરે,પોળીઆને સજીવન કીધો હોજી. ૩૮
સાંકડીસેરીમાં સામો મળ્યોરે, સતીનો છેડલો ઝાલ્યો હોજી. ૩૯
સાત અંધારી આંખો લુબે ઝુબે, રાણી તમે કહકે પધાર્યાં હોજી ૪૦
વ્રત જોકાદશીનાંજીરે, ઇશ્વદે પુજવા ગયાં હતું હોજી. ૪૧
આપણા શહેરમાં નહીં ફુલવાડીયુંજીરે, ડોલને ડમકે પાણીજી. ૪૨
પેલી વાડી આબુ મહેરમાંજીરે, બીજી ગઢ ગીરનાર હોજી. ૪૩
ત્રીજી ધણીના ચોકમાંજીરે, ચોથી થાળીમાં ઠેરાણી હોજી. ૪૪
ઝડપ લેઇને છેડલો તાણીઓજીરે, કલડે છાબુ ભરાણી હોજી. ૪૫
જે મારગડે ગયાં હતાંજીરે, તે પંથ અમને બતાતો હોજી. ૪૬
એ પંથ માપવા દોઇલાજીરે, એહુ ખાંડાની ધાર હોજી. ૪૭
પેલો માર મોભી દીકરોજીરે. બીજો હંમલો ઘોડો હોજી. ૪૮
ત્રીજો માર ડવલાનો વાછડોજીરે. ચોથી ચંદ્રાવળી રાણીહોજી.૪૯
ચાર મસ્તક લઇ આવજોજીરે. રાજ પંથ બતાનું હોજી. ૫૦
ત્યાંથી રાવળ માલો ચાલીયાજીરે,આવ્યા પોતાને મહેલ હોજી. ૫૧
ચારનાં મસ્તક વાઢવા માટેજીરે, આવ્યા રૂપાંદેની પાસ હોજી. ૫૨
ત્યાંથી રૂપાદે માલો ચાલીયાંજીરે, આવ્યા ધણીને દ્વારહોજી. ૫૩
ગુરૂરે ગુરૂ મારા દેવંચીજીરે, મોટો ભુપ નગાવ્યો હોજી. ૫૪

સર્વ ગતને હરે હરીજીરે, સાલાનાં કંકણ ભર્યાં કંકણેહોજી.૫૫
પેલો જીવાડયો મોચ્ચી દીકરોજીરે, બીજો હંસલો ઘોડોહોજી. ૫૬
ત્રીજો જીવાડયો કવલીનોવાછડોજીરે, એની માતાને ધાવે હોજી. ૫૭
ચોથીજીવાડી ચંદ્રાવળીજીરે, એતો હરીની આરતી ઉતારેહોજી.૫૮
ભલે મળ્યો મેઘ ધારૂવોજીરે. મુવા સજીવન કીધા હોજી. ૫૯
ગાયે શીખે સુણે સાંભળેજીરે. સંતનો વૈકુંઠ વાસહોજી. ૬૧
સેવ ધારૂં એમ બોલીયાજીરે, સંતનો વૈકુંક વારા હોજી. ૬૧

---

## ભજન રામદેવ પીરની શાવળ ૧૧૬.

જીરે બાપજી ભજન વીના મારી ભુખ ન માગેરેજી
સ્મરણ વિના મારી તલપ ન જાય,
અવર દેવને હું નહિ જાચું રહેજી,
કૃપા કરોને રામદે દયાળા.
અજમલ ઘેર અવતાર ધર્યોહોજી. ટેક.૦
જીરે બાપજી આજ જુગમાં અમરફળ આશ હેજી
ભવતારણ રામો દીન દયાળ;
દુઃખ દારીદ્ર ટાળો સુખ દેએ હેજી,
શેવક તણા રામો સદા રખવાળ,
અજગલ ઘેર અવતાર ધર્યો હેજી;
જીરે બાપજી મેં કુડાને મારા સતગુરૂ સાચા હેજી, ૧

જનમોજનમનાં કંપે જાળ, બણીઠણી ગુરૂવારે ને સારે હેજી;
નેડા રાખોને ધણી એક લગાર,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી. ૨
જીરે ચાપજી પાંખ વીના પંખી કેમ ઉડશે હેજી,
જળ વીના મછીઆના કોણ હેવાલ,
રાજ વીનાની કોણ ગતી મેરી હોજી
લખપતી રામો શદા રખવાળ;
અજગળ ઘેર અવતાર ધર્યો હેજી. ૩
જીરે બાપ મેં બોરા ને મારાજ મળીઆ હેજી,
મળીઆરે માલા ન.જારી. હરી ચરણે ભાઠી હરજી બોલ્યાહેજી
રામદે ગીર મને પડછો દેખાડ,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી.

---

## ભજન રૂખડ ૧૧૭

ધન ગુરૂ દાતા ને ધન ગુરૂ દેવા,
મારે સત ગુરૂએ નામ સુણાયાંજી;
ગુરૂનો મેમા પલે પુલે વખાણું,
તો પ્રાચીત સઘળાં જાયજી, (૨૬૦)
દેશ દેખાડયો ગુરૂએ સુતો જગાડી,
મુને અલખ પુરૂષ ઓળખાયોજી

જુડતાં બારા ગુરૂએ તાર્યા;
અમને જમડાને હાથેથી છોડાયાજી. ધન૦ ૧
ખાલ પડાવું મારા શરીર તણીને,
ઉપર સોનેરી રંગ ચડાવુંજી;
જોડા શીવડાવી વીરા ગુરૂને પેરાવું,
તોય ગણ ઓશીગણ કેમ થાવુંજી. ધન૦ ૨
ગૌદાન દએ મર ભોમીદાન દીએ,
કાયા કંચનના મોલ લુટાવેરેજી;
કાશી ખેતરમાં કન્યાદાન દીએ,
પણ નાવે મારા ગુરૂજીને તોલેરેજી. ધન૦ ૩
સતગુરૂ મળીઆ મારે ફેરા ટળીઆ,
તો લખ ચોરાશી છોડાયાજી;
વાઘનાથ ચરણે બોલ્યા રૂખડીઓ,
વેલો તો મુકતીનો મારગ બતાયોજી. ધન૦ ૪

---

## ભજન ૧૧૮ શ્રવણ.

જાગી શકો તો નર જાગજોહોજી એકાંત ધરો આરાધ,
ગરવો આલાંગને બેસણુંરે હોજી. ટોક.
એજીવીરા ગીરનારમાંથી બેબી, જાગશે ગઢ દેલડીએ મેલાણુ
હનુવો જતી વાચક ફેરવે,
અંજનીનો પુત્ર આગેવાન. જાગી૦
એજી વીરા પાંચ કરોડે પ્રહલાદ આવશે હોજી,

અને સાત કરોડે હરસન રાય;
નવ કરોડે જેસલ જનૈયો બાર કરોડે બળરાય. જાગી૦
એજી લીલુડે ઘોડે સાયબો આવશે ઉપર સોનેરી પલાણ;
માતા કુંતા ને સતી દ્રૌપતી, બેઠા દેવને દ્વાર. જાગી૦
એજી બત્રીશ હથા નર તો જાગશે હોજી ખાંડુ હાથ અઢાર;
બારમણની કમાન ચડાવશે, તેર મણનાં તીર. જાગી૦
એજી હાથણી રઇડાં વલોવશે, બેડાં ભરાવશે બાર,
શેરડીએ કણ લાગશે, તેની ખીર રંધાય. જાગી૦
એજી જુનારે જાંગીડા વાગશે, વાગે ત્રાંબાળુ નીશાન,
સાઇબ પરણે સુંદરી, પરણે રવી ઉગમતે ભાણ. જાગી૦
એજી વીવા વીતશે મોડ થાંભલે, વરતાશે જયજયકાર;
એણી રીતે શ્રવણ બોલીઆ, બોલ્યા આગમના એંધાણ. જા.

## ઊગમશી ભજન ૧૧૯

ચાલો સતના બેલી આપણે વાયકે જઈએ રેહાં,
જરે અડસઠ તીરથ ગુરૂને ચરણે થાય. ટેક.
પહેલો પહેલો જગન રચીઓ પ્રેહલાદજીએ રેહાં,
એ હસ્તી દોરીને ચાલ્યા ધણીને દ્વાર;
સોના કેરાં કળસ થાપ્યા સોના કેરા પાટ રેહાં;
સોનાને સિંહાસને બેઠા નકલંક રાય. ચાલો. ૧
વેદી વેદી હસ્તી દેવને દવાર રેહાં,
પાંચ કરોડ કોળી પહોળ થાય;

શીખ સમેધી મળી કર્યો આરાધ,
હસ્તી ઉઠી સીગલ દીપમાં જાય. ચાલો. ૨
બીજો બીજો જગન રચ્યો હરસન રાએ રેહાં;
ચવલી હારીને ચાલ્યાં ધણીને દ્વાર
રૂપા કેરા પાટ માંડવા રૂપા કેરા કળશ રેહાં;
રૂપાને સિંહાસને બેઠા નકલંકરાજ.
વેદી વેદી અવસી દેવને દવાર રેહાં;
સાત કરોડ કોળી પાહોળ થાય,
શીખ સમે ચવલી ઉઠી વનમાં જાય. ચાલો. ૩
ત્રીજો ત્રીજો જગન રચ્યો જેસળરાયે રેહાં.
રેવંત હારી ચાલ્યા ધણીને દ્વાર;
ત્રાંબા કેરા કળશ અને ત્રાંબા કેરી પાટ રેહાં.
ત્રાંબાને સિંહાસને બેઠા નકલંકરાય,
વેદા વેદા રેવંત દેવને દવાર રેહાં,
નવ કરોડ કોળી પાહોળ થાય,
શીખ સમેધી મળી કર્યો આરાધ,
અજીઆ ઉઠી આવ્યા કળજુગનાં એધાણ. ચાલો. ૪
ચાર ચાર જુગના નર ગડયાં નરત્રાણરે હાં,
બોલીઆ ઉગમશી અગમના એંધાણ ચાલો. ૫

---

ભજન ૧૨૦

હાજી ભલા ફીરના ફકત ફકીર, દેશપ્રદેશમાં સોધ ફીરનાટેક.
એક ગુરૂકા આશરા એક ગુરૂકી આશ,
તીનસેં શજી રહીએ ઓરનસે ઉદાશ. દેશ૦

નીષ પ્રહી નાંષ કામી નીર્લોભી નીસ્વાદ,
નીમાની નીત્ય રહે ભજન સહીત ગરજાદ, દેશાદ
રાજી રહીયે રામસેં વાં વાંમસે દુર,
પીઆ પીઆલા પ્રેમકા, મતવાલા મગરૂર. દેશા૭
સોઇ ફકત ફકીર હે. શબ્દ મુખોંસે સુર,
શ્રીરંગ એક સાનસે, શ્રી સત ગુરૂ હજુર; દેશા૦

---

## હરિશ્ચંદ્રનું ભજન ૧૨૧

હરસન છે સાંભળો સતી તારા રાણિ,
સાંભળો સુંદર વાત,
કેસો તારા ધર્મનો વિચાર. દોહ૭
દુશી માતંગને ઘર જામૈયો રચીઓને,
બીજ દીન થાહોર વાર;
પાટ મંડાવી ઉપર કળશ થપાવોને,
મળીઆં છે વરણ અઢાર, હર૦
રૂઠડો હોતો રાજા મને મારજે,
અમે છીએ અબળા નાર;
પાટ ન જાણું રાજા ઠઠ ન જાણું,
તે ન જાણું વરણ અઢાર. હર૦
અમારે અડચાને રાણી રેવંત હંસલોને,
વેરૂલો તારા દેવને દવાર;

હાડ માંસ કરતાં મીટરે મેં ભાળા,
રૂષી માતંગના ઘર માંય. હર૦
ઘેલા રાજા તમે ઘેલા શું બોલો,
મુવા જીવે નહિ કોય,
તમારે ચડવાને રેવંત હંસલા,
જવ ચરંતાં જોય. હર૦
અમારે જમવાને રાણી કનક કટોરા,
મેં રાઈના શાકને દાળ,
કાળી પાવળી મેં ફરતાં દીઠા,
રૂષી માતંગના ઘર માંય. હર૦
નથીરે થાળ રાજા એછે કંડીઓ.
માંહી જાયરે જાવંત્રીનાં ફુલ;
અનેક જાતનાં બીજ બીજોરાં;
માળી માગે છે તેના મુલ. હર૦
ઘરે આવીને તમે પેરો પટોળાં,
સજો સોળ શણગાર,
પારકા મંદીરમાં મેં ફરતાં દીઠાં,
રાણી શીળવંતી તે કેમ કહેવાય. હર૦
માળીડાને વેશે મારા નાથ પધાર્યાં,
આવ્યા તારાદેની પાસ;
ફુલડાનાં મુલ અમને આપો મારી બેનડી,
આલોને નૌતમ હાર,. હર૦

ન માનો તો રાજા પોળીઆને પુછો,
મનડાની ભરાં તુજ બેલ;
પોળીએ સપુવન હેરસને દીઠો,
રાણીએ દેખાડયો નૌતમ ખેલ. હ૨૦
વચન વજના રાજા તમે કહેવાયા;
છો નીત્ય સ્નાને નાવ;
દિવસમાં ત્રણવાર દેવતાને પુજો,
તમે એકલડા કેમ આવ. હ૨૦
માને મેલીને રાય પાટ પધરાયા,
રૂષી માતંગના ઘર માંય.
જયારે નવરાવી ગરૂએ કાંકણુ ભર્યાં,
ગુરૂ દાન આપ્યાં તેને ત્યાંય. હ૨૦
મોર શતી તારા રાણી વાંસે,
હરસન કેરે કુંવર રોહીદાસ;
સાત કાડના એ સુખી કેવાણા,
એમ વિનવે છે પ્રાગોદાસ. હ૨૦

---

## ભજન ૧૨૨

સંતો ઉમાને આશ્રમે નારદજી પધાર્યાં,
ત્યારે સતીએ દીધાં સનમાન,
રૂઠ માળના પરસન પુછ્યારેજી;
એવા, ઉમાને પરદેસ દીધાં રે,

હે સંતો સતી ઉમીયાજી શીવજીને પુછે,
અમને ભકતી ભેદ બતાવો;
હે શીવજી અખંડાનંદ તમે કેવાઓ છો,
મારે જનમ મરણ અવતારરે,
હે સીવજી ભકતી તણો અમને ભેદ બતાવોરે,
મારે રૂદીયે આવે ઇતબારરે, સંતો૦

હે શીવજી જાનકી ગંગા તમે જટામાં રાખોછોજી.
અને બાર કેવાઓછો બ્રહ્મચારી;
હે શીવજી નીજારી નારીને તમે વશ થયાછોજી,
તેનો પ્રેમ રસ જોયો ચાખી. સંતો૦

હે દેવી તમે સ્ત્રી અંકં અજ્ઞાનનુંજી,
તમને અજર પ્યાલો કેમ જરશે;
હે દેવી કહોંતો કુબેરભંડારી કરી થાપુંજી,
તમને મહા મંત્ર કઇ પેરે આપું. સંતો૦

હે દેવી તમારા પીતાનું મસ્તક છેદ્યુંજી,
પ્રજા પતી બેઠા કીધોરે;
હે દેવી સતીરે સીતાનું રૂપ ધરિને,
તમે રામ રાજા કરી જાણ્યાજી. સંતો૦

હે દેવી ચૌદ લોકના કરેતા હરતાજી,
તેને પરી બ્રહ્મ ને નવ જાણ્યા. સંતો૦

મુક્તી આપો નીકર પૃથ્વી ઉથાપું,
હુંતો જુગમાં કરૂં ધુંધુંકારરે,

હે શીવજી ચૌદ લોકને પરલે કરૂં રે,
અરને જાણુ સરજનહારરે. સંતો૦
હે સતી બ્રહ્મને વિશ્નુ મહેશ મળીનેજી,
સતીનાં વચન સુણીને વીચાર્યા રે;
હે શીવજી મહામંત્ર લઈ ઉમાને આપ્યોજી,
અમને વણ મોતે શીદ ચારો. સંતો૦
સંતો હરીહર દોનું હાથ જોડીનેજી,
સતી ઉમાને આશ્રમે આવ્યારે,
હે સંતો મહામંત્ર લઈ ઉમાને આપ્યોજી,
તેના જશ રાજા ધરમે ગાયા. સંતો૦

---

## ભજન ૧૨૩

પ્રથમ ગુરૂ મારા દેવ છોરેજી,
બીજો મારો અલખનોરે આધાર હાં;
સંગતુ કરીએ અંગરવા સાધની હોજી,
સાધુ મળે પરમ જ્ઞાન હાં. પ્રથમ૦
ઉજળા દેખીને નવ રાચીએ હોજી,
અને ઉજળો હોય વણાંસ હાં;
પેલા સારા પીછે બુરારેજી.
તજ મન તેનો સંઘાત હાં. પ્રથમ૦
પોત જોઇને રંગ પ્રાસીએ હોજી.
લાવે રૂડી ભાયે સભાતહાં;

રંગણુહારો વીરો શું કરે હોજી,
હોય કોળી ઉનને કપાત્રહાં. પ્રથમ૦
ખુંદી ચમ માતા પૃથવી હોજી,
એને વાઢી ખમે વનરાજ હાં;
કઠણુ વચન બોલા સંત સહેજી,
અને નીર સાયરે સમાય હાં. પ્રથમ૦
કેળે કાંટાનો સંઘ કરીયો હોજી,
અને કાંટા કેળને ખાયરે હાં.
એમ નગણાં માણસને પરમોદતાં હોજી.
પોગળ પોતાનો જાય હાં. પ્રથમ૦
વજર કછોટા બોલા સંત સહે હોજી,
તેને સોંપીએ ગરથ ભંડાર હાં;
આંબો છોડો એમ બોલીઆ રેજી,
દજો દજો સત ગુરૂના ચરણમાં વાસ. પ્રથમ૦

---

## ભજન ૧૨૪

કોટવાલ ઉભો છે મોલુ માંયરે,
આનેતી રાણી વાય ઝાલે હોજી. કોટ.
સોના રૂપાનાં તોળલ બાજોક ઢરાવોજી,
મોતીડાના ચોક પુરાવો;
આનેતી રાણી વેલા પધારો હોજી. કોટ૦ ૧
ભાત ભાતના તોળલ ભોજન નીપાવોજી,

ભાત ભાતના પાટલા ઢળાવો;
મારા ગુરૂના ભાવે જમાડો હોજી. કોટ૦ ૨
ગંગા જમનાનાં તોળલ નીર મંગાવો હોજી,
તુરત સુરત પાણીઆરી;
એ સાધુડાને નીર તો પીવરાવો હોજી. કોટ૦ ૩
સોના રૂપાના તોળલ કોટ ચલાવેજી,
ફરતી મંદરીઆની ખાઇ;
વીરા મારા રણવી ઝાલો હોજી. કોટ૦ ૪
આવે ઓરડીએ સંતને તોળલ પોઢાડોજી,
આજ મારે મંદિરીએ અજવાળાં છે;
આશો શ્રાવણ ભાદરવો ગાજે હોજી. કોટ૦ ૫
ગુરૂને પ્રતાપે સતી તોરલ બોલ્યાજી,
મારા સંતને અમરાપર માલો;
ઇરે સાધુડા ફરી તેડાવે હોજી. કોટ૦ ૬

---

## ભજન ૧૨૫

ભલા તે ભક્તિ કેમ છોડે, જેણે શીર કર્યાં કુરબાનજી;
આવ્યા અભીયાગતને ઓળખો તો પોતસો નીરવાણ–ટેક.
બાઇરે વિશ્વામિત્ર જ્યારે કોપીઆને, માગ્યા મધ્ય દાનરે;
સંતને કારણ ત્રણ વેચાણા તો રાજા રાણીને રોહીદાસરે. ભ.
હરણાકંસ જ્યારે કોપીઆનેરે, ઉલટીઆરે ખુશાણરે;
પ્રેહલાદ કારણ થંભ ધખાવ્યો, નરસીંગરૂપે મારો નાથરે. ભ.

જ્યારે કૌરવ સઘળા કોપીઆને, અંધના મર્યા અંધરે;
પાંડવ વનમાં સંચર્યાનેરે, સતને પરમાણુરે. ભ.
ભાઇરે વામન રૂપે હરી આવીઆ, બળને દ્વારરે;
બળને પાતાળે ચાંપીઆનેરે, સોંપ્યા પાતાળનાં રાજરે. ભ.
ભાઇને અતીતરૂપે હરી આવીઆનેરે, સાંગલશાના દ્વારરે;
સતને કારણુ ચેલયો ખાંડયોને, નેણમાં આવ્યાં નીરરે. ભ.
ભાઇરે મરણુ ઘેલા આગમનેરે, નરને વળી નારરે;
શ્રમ સોનાના રસોઇ નીપાવીનેરે, એમ કહે અરજુનરે,
સંતને કારણુ ચોરી કીધી તો શુળીએ જાય સમથ રે. ભ.
કાઢ ખડગ શીર કાટલેરે, મમ ડગાવે મનરે;
સંતને કારણુ સંત જમે તો, સોંઘા જાણુ સમરથરે. ભ.
ભરોંસો મારી નણંદિને, ધવળ મંગળ ગાવોરે;
શીરને માટે સંત મળશેરે, ભલો મળશે લાભનેરે. ભ.
ગાજતે વાજતે હરી આવીઆનેરે. ઉડી ગયાં મરીઆનરે;
ગુરૂને પ્રતાપે બોલ્યા લખીરામ, તે આગળતણી ઓળખાણુનેરે;
ભલા તે ભક્તિ કેમ છોડે, જેણુ શીર કર્યાં કુરબાન. ભ.

---

## નરસીમેતો ૧૨૬

મોહન તારી માળારે આઠે પોર મુકું નહિ,
કાળાં અંગે કાળારે ચિતડેથી હું ચુકું નહિ. ટેક.
જેમ પપીયા પીયુ પીયુ રટતો રાખી ટેક;
સરસરીતા જળ થકી પીયે ન ટીપું એક,

તેમ જપું તુજ નામને વ્હાલ ધરી વીશેક;
બીજા બધા ચાળારે તેને કંન ઢુંકુ નહિ.
જેમ લઇ શીર બેડલું પનીઆરી પથ જાય,
બોલે ચાલે કર તાળી લે સુરતા બેડા માંય;
તેમજ મારી સુરતા લાગી ત્રીકમ કેર પાય,
વગરે વીષયવાળાને તેને માથે થુંકુ નહિ.

---

## સરીબાઇનું ભજન ૧૨૭

સરીબાઇએ સત આદરીઆને, જાતના છે કુંભારરે,
બોંમાં ગળાવ્યાં જેણે બાયડાંને લેવાને રામનું નામરે. (ટેક)
સરસ્વતી સારદાને વીનવુંને ગણપત લાગું પાયરે;
વાલાને નામે વાવરો તો તરીને ઉતરશે ભવપારરે. સરી૦ ૧
રામ કહે તેપર કંશાજ કોપેને પ્રેલાદ કાઢે તેના પ્રાણ રે;
ચોકી ફરે એના શહેરમાંને જોતાં ફરે કોઇ જાણ રે. સ૦ ૨
સરીબાઇ કહે રામની ભકતીને નીશદીન લેતી નામરે,
આછનું ભજન કરે એકાંતે ને ગમન જાણે કોઇ ગામરે. સ૦ ૩
કાચા ઠામ તો કુંભારે ઘડીઆને બેશી મીની બાઇરે;
મધ્યે ભર્યાં આવ્યાં મણુઝારી કેરાંને,
માથે મેટયો છે ઈંગાર સરીબાઇ. સ. ૪
જયારે ખડકયાં ત્યારે મણઝારી નોતીને, પાયલી ભરવાને ગઇતી પેટરે;
ઓદર ભરીને પાછી આવી ત્યાં નજરે બચડાની નોઠરે. સ. ૫
વાચા વિનાની ફરે વિલખતી ન ઠરી નવ બેસે ઠામરે;

હાકાને બાંકાં હઠીઉ કાઢેને ઘડીક ઘરમાં ને ઘડીક બારરે, સ. ૬
સરીબાઇ કહેછે તુને શું થયું બાઇને ઘેલી કરે છે ગમનરે,
બેસતી નથીને બારણે જાયછે કથા સાંભળને કાનરે. સ. ૭
સરીબાઇને મણુઝારી સમજાવે છેને દીલમાં વાલો છે દયાલરે;
અંતર વેદના ઉપની મારા બળે છે નીભાડામાં બાલરે. સ. ૮
પછવાડે પ્રહલાદ આવીઆને સાંભળ્યું રામનું નામરે,
હું આવ્યે નીભાડા તું ફેળજેનેરે હરણાકસની આણરે. સ. ૯
સાંભળો પ્રહલાદ આવીઆ ચાલીને, શરીબાઈ ફેરે ઘેર રે;
આમાંથી બચ્ચાં ઉગરે તો સાચું રામનું નામરે. સ. ૧૦
સરીબાઇએ પછી શીખજ દિધીયે પ્રહલાદ ગયા એને ઘેરરે,
ચાલીને મોલ આવ્યું ત્રણેજણાવું,શીદનેચીંતા કરછેરે સ. ૧૧
ચઢતા પહોર ચાર વીત્યાને, ભલે ઉગ્યો સે ભાણરે,
સાર લેજો મારી સામળાને, હું તો વાલા કરૂં છુ વખાણરે. સ, ૧૨
પાકયો નીભાડો પણ પ્રેહલાદ ન આવ્યો, સરાવાઈ કહેછે સોયરે;
પરજાપત તો જેને પોકારે ને જાગોને રાજા મહાજોયધ. સ; ૧૩
પ્રેહલાદ આવ્યાને પલંગ બેસાડયાને મળીને દિધાં બહુ માનરે;
જુવાને મેદની જોવા મળીછે તે નોતું સાંભળ્યું કાનરે. સ. ૧૪
પરજાપત તો પાતર વગાડેને, હાંડલાં લઇને હાથરે,
હસતાં રમતાં બચ્ચાં બારણે નીકળ્યાં.
ને સાંભળે એમ સારરે. સરીઆઈ ૧૫
બોલાડીને પછી બચ્ચાં ધાવેને સૌ ભાળે એમ સાથરે;
બળતામાં વાલે એને ઉગારી લીધાને, હરીને હજાર હાથરે.સ.૧૬
પ્રેહલાદ કહેછે આતો પ્રભુજી સાચાને,ખોટા હરણા કંશનાખેલરે
મનખાજનમ મને સારો જે આપ્યો તે,મેલો મનડાનોમેલરે,સ.૧૭

તરત હરણાકંસે પંડિત તેડાવ્યાને ભણતો જુવે આ નામરે;
પત્રો અક્ષર એવો મારાજ માંડોને રહેશે હરી નામરે, સ. ૧૮
કંશ કહે છે બેટા તેં કુડું કર્યું ને કર્યું બહુ કામરે;
સોનલાપર તુને સાબદું આપુંને તું મેલી દેને રામનું નામરે.સ ૧૯
પ્રેહલાદ કહેછે બાપુંહું નહી પુત્ર તારોને, તું નહીમારો તાતરે.
રામના નામ વીનાં રાજને શું કરૂંને,
એમ બોલ્યા જા રામચો દાસરે; સ. ૨૦

---

## ભજન ૧૨૮

પ્રજાપતિ કહેછેરે ગોવિંદ મારી કોણ ગતી,
માંજારી બચ્ચાંરે ઉગારો મારી વતી (ટેક)
છાનાં સ્મરણ કરતી હતી પ્રેહલાદ આવ્યા પાસ,
અરધી રાતની આણ કીધી, રામ તારો લીધો વિશ્વાસ;
અંતસમે આવ્યારે, જુગના તમે જતી. પ્રજાપતી.
પ્રભાતે પ્રેહલાદ આવશે, નીંભાડો ખોલશે નાથ,
સાચા ખોટાથી સાખુ પુરાશે, અમે કરશું આત્મઘાત;
પ્રતીત તારી જાશેરે, જુગમાં હાંસી થાશે. પ્રજાપતી.
કુંભકરણ કુંભમાં પ્રગટયા. રાખવા સતીની લાજ;
દાસીનાં દુખ દાયલાં જાણી, આવો ગરીબનાવાજ;
દાસ ધીરો કહેછેરે. જુગમાં રહેશે સેવા સતી. પ્રજાપતી.

---

## ભજન ૧૨૯

ગોરી ફોડી રે ગોળી ફોડી,
જુઓ જસોદા ગોળી ફોડી.

છાના માના મારૂં માખણ ખાધું,
છાસ તો પીધી થોડી થોડી. જુઓ. ૧
ગાયની ગમાણમાં ગોવીંદ પેઠા,
વાછડીને છાની છોડી. જુઓ. ૨
ગેડી ઉંચા શીકામાં ભેરવી,
તાણીને નાંખ્યું તોડી. જુઓ. ૩
નીશાની બંધ બંધાવું તમને,
આવ્યા કાળી કામળી ઓઢી, જુઓ. ૪
ત્રીકમ તમારો તોફાન કરે છે;
વ્યાસ વલ્લભ કહે કર જોડી. જુઓ. ૫

---

## ભજન ૧૩૦

મારગે મળ્યારે મારગે મળ્યા
આજ હરજી અમને મારગડે મળ્યા. (ટેક)
હુંકારો કરીને અમને બોલાવ્યા,
સુણી શામળીઓ કંગકળ્યા. આજ. ૧
બડબડતા મુખ ચડાવી ચાલ્યા,
ખાળવા માંડ્યા તો નવ ખળ્યા આજ. ૨
અમે કહ્યું કે આમ શું કરો છો,
નંદ કુંવર આવડા શું અડ્યા. આજ. ૩
લાલ અમ ઉપર કરો શો લાગો,
શું સમજી છોગાળા છળ્યા. આજ. ૪
એમ કહીને કરગરીને કરી વીનંતી,
ત્યારે દેખના દીન રસ્યા. આજ. ૫

એ પુરૂષાનો સંગ છે વ્હાલો,
બીજા પુરૂષને સંગ બન્યો. આજ. ૬
પહેલા અતડાને અતડા રહેતા,
હવે અમારા સંગમાં ભલ્યા. આજ. ૭
વંદ્રાવનની કુંજ ગલનમાં,
રંગ ભોગ રમવા વિઠલ ભરાયા. આજ. ૮
આજનો દન આણંદનો ઉગ્યો,
ફોસલાવતામાં તરત ફસ્યા. આજ. ૯
વ્યાસ વલ્લભનો નાથ પ્રસન થયા,
ગોકુળમાં પછી પ્રીતે પર્યા. આજ. ૧૦

---

## ભજન ૧૩૧

મરૂં છું માધવને મળવા, ઘરમાં લાગે છે કળકળવા મ૦ ૧
બાનુ કાઢીને જાઉં હળવા, સગાંને મેં માંડયાં છળવા. મ૦ ૨
હરખી હું હરજીને હળવા, મેરાં માત તાત લાગ્યાં બળવા. ૩
વ્યાસના નાથનું લાગી ડળવા, મારી જબરી જાત લાગી ગળવા.૪

---

## પદ ૧૩૨

અવસર તેરો પલ પલ જાવે, સુતે તુજ નાંદ કયું આવે
તેરે શીર જમસા બેરી, ભજન બીન કોન ગતી તેરી–ટેક.
બડે બડે રાવણસેં રાજે, જયાં કે આગે નોબતાં બાજે;
જીત્યા સબ લોક દે ડંકા, સોહી ખાલી કર ગયા લંકા–અ૦ ૧
પુષ્પકી સેજ પર સોભા, સલામી દ્રષ્ટ સો જોતાં;

કંચનકી દેહકી કાન્તી, જરી તન અગનીસે છાતી—અવ૦ ૨
કે તે ચક્રવતી જે ભુપા, મીલ ગયે ચેહમેં રૂપા;
અંતરમે જંગલકા બાસા, જુઠીહય જગતકી આશા—અવ૦ ૩
અષ્ટાંગહી યોગકું સાધે, નહી તે આયું બલ વાધે,
અમર કર આપકે અંગા, શાહી કાલે કર દયા ભંગા—અવ૦ ૪
અમૃતકા પાન તું કરતા, વિમાને બેઠકે ફીરતા;
સુરપ કાલ લે ધાયા, તાંકી તે જુઠી હે માયા— અવ૦ ૫
જેસા હે પાંણી પરપોટા, ભરૂંસા દેહકા ખોટા;
તાંહિ તે વિલંબ ના કીજે, સાધુસંગ રામરસ પીજે—અવ૦ ૬
મેરે તો રામસેં મીલના, જહાં નહીં કાલકી કલના;
એસે મે નિશ્ચે કર જાની; મીલે દેવા આપ ગુરૂ જ્ઞાની—અવ૦ ૭

---

## ભજન ૧૩૩

મન વણઝારારે, અરથે તું આવ્યોરે જી.
આવીને રચોરે, કીધો વેપાર;
ભજન તું ભુલ્યોરે, પ્રાણી ભગવંતનુરેજી.
તે તારો એળે ગયો અવતાર. મન૦ ટેક.
મન સરીખોરે પદાર્થ પામ્યોરેજી,
પામ્યો કાંઇ સુંદર દેહડી સાર;
સુરીનર મુનીરે, જેને ઇચ્છે સદારેજી,
તે તું પામ્યો આ અવતાર. મન૦ ૧
આરે શંસારમાં રચો સોદો કરલીકીરેજી;
વણજીને ભર્યાં વિષના વહાણ,
ખેલણ વારારે, પ્રાણી તેં ખોય કર્યારેજી.
તે નાવ ઉતરશે પાર. મન૦ ૨

સતગુરૂ સંતરે; પ્રાણી તે સેવ્યા નહીરેજી.
ચાલ્યો ચાલ્યો અસુરા કેરી ચાલ,
માણેક મેલીરે, પ્રાણી પથરે પડયોરેજી,
તે તારો મુળ ગયો સુડી આર. મન૦ ૬
કરના હોય સોરે, આ પલ કર લીજીએરેજી,
તેમાં કાંઇ વીલંબ ન કરજો લગાર,
કહે રવીદાસરે દાવ મત ભુલજો રેજી,
નહી કાં આથડશો વારંવાર. મન૦ ૪

## ભજન ૧૩૪

તનભર સુખીઆ મેં કોઇ નવ દેખ્યાજી,
એવા જીરે દેખતાં નર દુઃખીયા મેરે લાલ (ટેક.)
પૃથ્વી બી દુઃખી અમર પણ દુઃખીયા હેજી,
પવન પાણીને ઘણેરા દુઃખ હોય, તન૦
રાજાબી દુખી પ્રજા પણ દુખીઆં હેજી,
નર નારીને ઘણેરાં દુખ હોય. તન૦
ચંદાબી દુખીઆ સુરજ પણ દુખીયા હેજી;
નવ લાખ તારાને ઘણેરાં દુખ હોય. તન૦
જોગીબી દુખીઆ જંગમ પણ દુખીઆ હેજી,
સન્યાસીને ઘણેરાં દુખ હોય. તન૦
બ્રહ્માબી દુખીઆ વીસ્નુ પણ દુખીઆ હેજી;
શીવ શકતીને ઘણેરાં દુઃખ હોય, તન૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલીઆ હેજી,
એમ પરીબ્રહ્મને ભજે તે નર સુખીઆ. તન૦

## ભજન ૧૩૫

એવા સતગુરૂ નોધારાનો આધાર,
એકલાનો બેલી ભાગ્યાના ભેરૂજી, એ.૧૮
હરે શ્રી કૃષ્ણ જ્યારે દડે રમવા ચાલ્યા ત્યારે,
ભુપતસંઘ એના ભેરૂરે,
દડાને દોટવી હરીએ જમનામાં નાંખ્યો ત્યારે,
કાળી નાથીરે લાવ્યાજીરે. એવા.
હરે હરણાકંસને હાથે હણીઓ ત્યારે,
સંન પ્રહલાદ એનો છોરૂરે,
પ્રહલાદ કારણ થંભ ધમાવ્યો ત્યારે,
થંભ ધારીને થયા ભેરૂને. એવા૦
કોલવા ભક્તને જ્યારે સંકટ પડયુ ત્યારે,
ધ્યાન એકાંતે જઈ ધર્યું રે;
બાઇ કોલવા ભકત ઉપર કરૂણા કરી ત્યારે,
દરશન દઇને દેવલ દેરૂ રે, એવા૦
આમુના નર નમે અનેક ઉધાર્યાં તારે.
મુજ રંકપર કરો તેને મહેરરે,
કહે રવીદાસ સંતો ભાણ પ્રતાપે બાઇ,
ભગવાન થાજો એના ભેરૂરે. એવા૦

---

## ભજન ૧૩૬

મેં જોયું તખતપર જાગીરે, ઝાલરી ઝણણણ વાગીરે,
રહીઆ કમલસે ઉપનો નેહ, રહા કમલમાં સનેશ રમેશ;
સુરતા કમલમાં સનેસ કરે, તેતો તરવેણીમાં આવી બોલેરે. ઝા.

રાતના ઘોડા શણગારીઆ, કરી લોઢાની લગામ,
પ્રેમના પોશાક માંડીયા એનો ચડનારો ચતુર સુજાણ. ઝા.
સતના ગુરૂએ ઉરમાં લીધાં બહુ નામીએ માર્યાં બાણ,
વીસર ફરતોમાતરે વેદના ઘણિ મારા અંગડામાં પ્રગટયારવીભાણ
પ્રેમના પગ લખારીઆ શુરતા કરો મારા સ્યામ,
દાસ જીવણ એમ બોલીયા ગુરૂ હવે ઠીક બતાવ્યો ઠામ. ઝા.

---

## ગીરધરનો ચાબખો ૧૩૭

હાલતાં હરી ને ચાલતાં હરી ઉઠતાં હરી
સુતા લાગી તું સમારી લે (૨) તો તેની બોલાશે જે;
જયાં લગી આત્મા અંગમાં છે,
ત્યાં લગી હરી હરી તું કે, ટેક.
કુડ પદારથ સરવે ખોટાં ને આત્મા તો અખંડ છે;
કુડી પતંગને બ્રહ્મા લગણ (૨) એને ચયરનો ભે. જયાં.
લાધા સરખું નામ હરીનું લઇ શકે તો લે,
દિધાં સરખું દાન છે અનનું દઈ શકે તો દે. જયાં.
જુવાનીપણું તમે જાણતા નથી, ને સાચા તે વાના બે;
એક છે અન બીજું હરીનું ભજન,
તારી સાનમાં સમજી લે. જયાં.
એક દહાડો એવો આવશે દીવા વીત્રા નગારાં વાગશે,
એક દિન પ્રાણી એવો પણ આવશે
તારી સમસાન ધમશે ચેહ, જયાં,
સાસરીયાના પ્રપંચ મેલીને સત ગુરૂને ચરણેરે,
ગિરધરદાસ કહે હરિ પ્રતાપે એક સતગુરૂ સાચાછે. જયાં.

---

## અખઇયો ૧૩૮

સાધુ મેર ભાઇરે પ્રેમને ભાલકે લડિયે હોજી હોજી–ટેક
મનને મારીને મરદન કરીયે કાંઇ કજરણા ધરીયે;
શીલ સંતોષ ધારણ ધરી સંતોના ચરણોમાં વસીએ—સા.
આયુધ બાંધી ન થઇએ આકરા સધીર સધીર ચલીએ;
દીલસામાંરે ડગલાં ભરી ભુપત શુરે મલિરે— સા.
કુળક્ષેત્રમાંરે લડવા કેસરીયા કરીએ,
શીર સાટે સદગુરૂ મળે તેના ધોખ ન ધરીએ. સા.
મનની કમાન ચડાવીને, સીંગા મેલાજ કરીયે,
વાંભો ભરીને તીર ચોડીયે માહેલાને મારીને મરીયે— સા.
ધીના ઘડા અગની પર ધરીયે, પ્રજળાવા ન દઇએ,
પાંચ કળાને વશ કરી છુટે છેડે ફરીયે, સા.
સ્વર્ગમાં સામૈયાં આવીયાં ત્યાંતો અવસાન કરીયે,
ભુતનાથ ચરણે ભણે અખઇયો, તેજમાં તેજ મેલવાયે—સા.

---

## કબીર ૧૩૯

નગુણીકાયા તેરા કયા ગુણ ગાવું મહેલ રચ્યો તેમાં રહે ન પાંડે ટેક
દહીં દુધે શું પંડજ પાળ્યો તેને જઇને જંગલમાં જાળ્યો,
એ સીરે સુંદર મળ્યા હે તેરી જલ જલ હો ગઇ ભરમકે ઠેરી, ૧
બાંધ ન બાપ સમારત વાધા તાસીર ચન ખેઇ મારે કાગા;
તેલ ફુલેલ લગાયત આમા સોતન જાદયા કાષ્ટકી શંગા. ૨
જ્યાં મુખ ચાવત પાનકી બીડી તે મુખમાં તોરે સંગે કોડી;
કહેત કબીરા સમજ મન મેરા એહી હવાલ હોયગા તેરા. ૩

---

## ગોરખ ૧૪૦

અબ મેં કયા કરૂં મેરા ભાઇ મરઘલા ગયા ખેતર સબખાઇ,
કેસર કસ્તુરીકે ખાતર મીલાયા જળ જમુનાકા પાણી;
રામ લછમન ભરી ભરી લાવે સીંચે સીતાબાઈ— અબ૦
પાંચ મરઘલા ઓર પચીસ મરઘલી રહતહે સો વનમાંઇ,
ઈવન હે ખેન અમારાં મરઘા ચક્ષ ચરી ખાઈ અબ૦
ખેતરકા ધણી જબ આયા ખેતરમેં અંત્વચ ઉભા આ;
જાગુ તબ તો ભાગી જાવે સુવું તબ ચરી ખાઇ. અબ૦
તલખ તરવારેં સમરજી ઢાલા ગ્યાન કમો ન ચડાઈ;
સુરત સુરતકા કરલે ભલયા મરથેકું મીર હુઠાઈ. અબ૦
આઠ કોટ ઓર દશ દરવાજા ઘેરી ગઢકી ખાઇ;
પાંચમે વાચ વસ ગઢ ભીંતર ઉસને લડાઈ લગાઇ. અબ૦
સતગુરૂ સાહેબ સન્મુખ રેવેટ્યાં ખેતર બીજમેજ ભાઇ;
ગુરૂ અબધુત ગૌરખ બોલ્યા મેં ફેર વાઢ કરાઈ. અબ૦

---

## ભજન ૧૪૨.

વરસે ગરની ભીંજાએ અસમાના સઘળી વાણીના ગુરૂજી
(પુરા પરવાના ટેર.)
રાઇના કરપ મેરૂ ઠેરાના અધર આશન પણ શીવજી થપાણા,
રામ નાગનાં સાચા કરીયાણાં વોરી લ્યો વસ્તુ પરખી લ્યો નાણું;
નવા વપારાંછે જુનાછેરે નાણું, કીઠી આખમેં હસ્તી સમાણા.
સોહં સોહં ગુરૂએ બજાર બનાઇ સાહેરવાં એક બુંદમેંસમાસ;
મચ્છંદર પ્રતાપે જતીગોરખ બોલ્યા સુનો ગુરૂજી સીષ જોગ પ્રણામ

---

## ભજન ૧૪૨

રમતા જોગી આયા નગરમેં રમતા જોગી આયા હોજી ટેક.
ઇંડામાં છીંડા વીના ચૈતન કેસે આયા. રમ૧૦
કાચી મટીકા કુંભજ બનીયા ને અમીરસે ભરીએલ અંકા,
નવદરવાજા જે પુરૂષે વશકીઆ તેના દશમે દરવાજે વાગ્યાં ડકા. ૨
ગગનમંડલમાં ગૌધેન વીયાણી તેનો ગોરસ વણ દુઝ્જ પીયાણી
સુરગેશોધીને માખણ વીરલે ખાપુ તેની છાએ જગત ભરમીયા,
ચાંચ વીના તે પંખી ચારો ચુગત હે શીયળ ઉનકી ઝાયા હોજી,
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા ખોલ્યા સોનર પાયા ૨૦

## છોટમ ૧૪૩.

જુઠડી માયાની મોહની મીઠી સ્વાદમાં એવી કોઇ નથી દીઠી ટેક.
પર જોતામાં મીઠી લાગેને જેવા ભાંતર માંહે અજીઠી,
પલકી જતા એને વાર ન લાગેને જેવો છે રંગ મજીઠી. જુ૦
જ્ઞાનીને ધ્યાની ગુમાની કરાવે છે પોતાના પાસમાં અજીઠી,
હેતે હુલાવે હુલાવે લગાવે છે લગન ચડાવીને વીઠી. જુ૦
ચારેને પાસે ફેલાઈ રહી મધ્યેમાંસી લઇ જગ ચોંટી;
મોહનીરૂપની વાડી ખીલી, પગ માંહીછે બાંબઝી અજીઠી. જુ૦
શ્રી હરી બાપજી દાસ તમારો, હું છોટમ માયા ના ફીટી;
દશેદીશાએ નીહાળું તો ભાસેછે દુનિયાની બાજી જુઠી. જુ૦

## જેઠીદાસ ભજન ૧૪૪

કાયા ડોક લીયો ગઢ ઘેરી બંકો કાયા કોટ લીયો (ટેક)
જ્ઞાન વેરાગકી ફોજા ચઢાયાં જબ સતગુરૂ સબ્દ સુનાયા.

નેજા ફેરવ્યા નીજ નામકા ત્યારે ચોરસ ડેરા કીયા— ગઢ.
સુરત સુરતકી નાળાં નોંધી પ્રેમ પવિતા દીયા,
પાંચ ઉમરાય પચીશ પટરાણી ઉનકુ કપટ મંગાયા.
પકડા શાહેરૂં હુદા રાજીયા તેને પણ માંહે ન ખાયા— ગઢ.
ત્રણ ઉમરાવોને મારીયા જમ સારા શાહેર ધ્રુજાયા,
જેઠીદાસે જમકા ત્રાસ મીટાયા સમશેર સાયાકુ દીયા— ગઢ.

---

## ડુંગરીપરી ભજન ૧૪૫.

કાચે ઘડે નીર કયું રહે કયું રેવે કાગદમાં પારારે ટેક.).
બગલા મોતીડાકું કયા કરે મોતી હંસ કેરા ચારારે,
વસ્તુ જોઈ જોઈ વોરીએ એથી અવગુણ ન હોયજી. કાચે.
દીપક વીનાના મંદીર કૈસા કૈસા ત્રાટીકું તાળારે,
કીયા વીનાના જોગી કૈસા જેસા સમુદર ખારારે. કાચે,
અંધા આરસીકું કયા કરે કયા કરે મુરખ માળારે,
કાફર તસબીરકુ કયા કરે તીનસે પુત્ર વીના કીસકી માવડીરે;
દાસ ડુંગરપરી બોલીયા બોલ્યા સબ જુગ સારારે. કાચે.

---

## ભજન ૧૪૬

આતમરામ ઘટઘટ રમે છે આતમરામ ( ટેક ).
નુર તખ્ત પર આપ નીરંજન તકીએ દરસે તેજ.
અખંડ અભંગી આવે ને જાવે અવીનાશી પ્રગટે સેજ.
ભમરગુફામાં ભેરજ વાગે તે સમજા ગુરૂ ગમ સાને,
ગેહેરમ મોતી મારૂં આપેજ શબ્દ હે પવને પ્રગટે બાણી,
જેમાં રાત દીવસ ન ભામે નહિ પૃથ્વી અસમાન,

પવન પાણિ નીગમ નહિ જેમાં તેતો દીસે ઉનલુની ધ્યાન,
શબ્દ રણકાર સાને સમજાયે અનહદ તેજ અપાર;
જળથળ જળમળ જોયું પ્રગટહે નીરખો પુરૂષ દદાર,
જે નર સતગુરૂ ચરણે પોચ્યા તેની મીટગઈ ચારે ખાણ.
દાસ ડુંગર કહે છે તે તો પ્રલય પામે નહી,
તેની અલખની ફરે આણ.

---

## નથુરામ શમા ભજન ૧૪૭

જુઠી કાયા રાણી જુઠુ ન બોલો વડશે તારો ઘડનારો (ટેક)
જુઠી કાયા જુઠી માયા જુઠા જુગ ભરમાયારે,
અંતકાળે જાવું એકલુંરે મરમ કોને ન પાયારે. જુઠી.
આરે જગતમાં વહેલા વળશો આવી ભાવઠમાં ભરામાં,
સગા કુટુંબની લાલચ લાગી તરીયાને બોલે બંધાણા જુઠી:
અહીં પદારથ મોટું પામ્યા ભજન કરી લે ગુરૂ દેવાના,
દુધપુત્ર ઘર અંધધન લક્ષ્મી, ઇ ફળછે તારે સેવાનાં. જુઠી.
આરે જુગમાં કંઈક નર થયા હાથી ઘોડાના ચડનારા,
બટબીતર ગુણે ગાવે નથુરામ અહીં નથી કોઈ રહેનારા. જુ.

---

## પીઠો ભજન ૧૪૮.

હંસલા રાજા કાજા કાયા પડે તેને વાર નહી,
હંસલા તો વાટું જોતી તારા વદાડની. હંસલા.
આરે કાયામાં ઉંડણ ઉંડેરેહાં વાતો કરે વેપારની,
ચેતવણી તો કેની ન ચાલે કારી ચાલે કીરતારની. હંસલા.
ભવસાગરમાં રમવાને નીસર્યા, હાં રમત રમો નીરધારની;

સારી રમતો સાહેબ નીત્રાજે, જીતીબાજી રબેહારની. હુંસલા.
હુતી હુતી ધન ભેગુ કીધુરે હાં, માયાનો કોઇ પાર નહીં;
સગુ કુટુંબ તારૂ વીંટીને બેઠું,
આડુરે ફરે કોઇનો ભાર નહીં. હુંસલા.
જુવા તેડાવી જોશ જોવરાવોરેહાં ઓસડ તો કોઇ પાય ન ી,
પીઠો ભગત કહે સરવેપર પાંપળી હરી વીના આધાર નહી.

---

## ભજન ૧૪૯

દવતો લાગેલ ડુંગરમાં, કહોતો ઓધાજી હવે કેમ કરીએ
કહોતે કરીએ અમે કેમ કરીએ દવતો લાગેલ.
ત્યાં જઇએ તો વાલા હાલી ન શકીએ,
બેસી રહીએ તો અમે બળી મરીએ. દવતો લાગેલ.
આરે વરતીએ નથી ઠેકાણુંરે વાલા એરી
પરધરતીની ધાંખે અમે ફરીએ. દવતો લાગેલ.
સંસારે સાગર મહાજળ ભરીઓ વાલા, એરી
બાંહો ઝાલો નીકર બુડી મરીએ. દવતો લાગેલ.
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરીધર નાગર, એરી
ગુરૂજી તારે તો અમે તરીએ. દવતો લાગેલ.

---

## ભજન ૧૫૦

તારી અકળ કળા નવ જાણીયેરે દાતા.
અકળ કળા ન ઓળખાણીરેજી. ટેક.
પરથમ તો પેદા કરીયાં પવન જળરે પ્રાણી હોજી,
બહુનામી તારૂ બીબું બીજે, અનમે રમતો આણી મેરે. ૧

એક બાંડો બીજો બોબડો, એક દેત્ર દુજો દાણિ હોજી;
એકને માથે ચમર બીરાજે, દુજો ભરે ઘરપાણી. મેરે. ૨

રાજછોડ રાવણકું દિજો, જરા મરણ નવ હોજી,
ઘડી પળમાં લંકા પરજાળી, કહેવા ન રાખી કહાણી. મેરે. ૩

સુરતા રાખું તો એક શબ્દ સુનાવું વેદ સુનાવું વાણીરેજી,
હાથ કરજોડી લખમણ બોલ્યો, અનુભવે રમતો આણી. મેરે. ૪

---

## ભજન ૧૫૧

માયા મસ્તાનીરે મોહ્યા જન મોટા મોટા,
લુટાયો એક પળમાંરે, વેરાગી જોગીઓ જોટા—ટેક.

જટા વધારીને થયારે જોગી, રાખ ચોળાને ફરે રાન,
ભગવા વસ્ત્ર ને વાળે લંગોટા, પછી આરોગે સુરાપાન,
ગાંજો ભાંગ પીનેરે કાઢે ધુણીયોના ગોટા. માયા.

નાદ વાદને બાવો શરીરને નીચે, ફરે મગન મસ્તાન;
આરતીવેળા જ્યારે માણસ આવે, તેની પહેલા થાય ગુલતાન;
તાન તો લાવીનેરે જોગીજી નાચે થનનન. માયા.

રંગ બેરંગી વસ્ત્ર પહેરે અને આડબંધ બાંધે કેશ;
દાંતો વીકાશીને જુએ દરપણમાં એ કેવા વેરાગીના વેશ,
ઘરોઘર ભટકેરે લાજ હીણા લંગોટા, માયા.

બાવો તો એકને બે ત્રણ બધરાં એ ચાર પાંચક બાળ;
પ્રામદાને સારૂ બાવો ધુણી ધકાવે, પછી કુટી કાઢે કપાળ,
પરાયા માલ ખાઇનેરે, વધારે ડબરીના પોટા. માયા.

આટો વેચીને બાવો વ્યાજેરે આપે બતાવે મેડીને મઠ;
જ્ઞાન પુછતા ગાળોરે ભાંડે, રંડી કરિને ઉઠાવત લઠ,
દુગધાના પોટાણારે, દુનીઆમાં કાઢે ડોટ. માયા.

અડસઠ તીરથ કરીને આવ્યા તોયે ન ગયો મનનો મેલ
મંદિર બાંધીને માયારે રાખી, બઈરાં છોકરાં ઢોરા ને વળી બેલ
ખેતીવાડી કરનારારે, હવાલ એના થયા ખોટા. માયા.
જોગ લીધો પણ જુકતી ન જાણી, કર્યાં અધર્મનાં કામ;
સમરણ વીના અંતે થયો સાધુ, એને શાથી મળે સાતારામ,
હજુરદાસ કહેછેરે, ત્યાગી નરના પડયા તોટા. માયા.

---

## રામદેપીરનો વીવાહ ૧૫૩

---

વીરા તમારે વીવાએ આવ્ય જી, મને વડી મુરતે તેડાઇ અજમદાર
પરઉપકારી પરજના પાળમ જી દવારકા નગરથી ધણીપધાર્યા
પોઢયા પોઢણમાંહીરે બાવા, અજમલ ઘરડે હુઇ વધાઇજી
તો પીંગલગઢ પરણાઇરે બાવા, વીરા. ૧
રાત સુતી મેં સ્વપ્નું લીધુંજી, અને લાધુંને સમરથનાપરે બાવા.
વીરાજીનો વીવા રચીયોજી, વીર તુરત તેડવાઇરે બાવા. વી. ૨
હું ઉઠી અને આણાં આવ્યાંજી, અને આવ્યા તે સમરથસાઇરે બાવા
હિછરંગમાં મને ઉમંગ ઘણેરોજીતો હરખી વાતસુણાઇરે બાવા. વી. ૩
સાસુ વારે સસરો વારેજી, વારે લોક લોકાઇરે બાવા
કહે સસરો તમો સાંભળ વહુવર રાણીજી,
તુમ એવે શુકન મત જાઓરે બાવા. વીરા. ૪
દાદા રણસી હ પીતા અજેસીંહજી, એ ની પીયુંકે ગીરાઇરે બાવા
કુળમાં જનમ્યા રામદે ધરણી ધરજી
તો સીધ રામદે સરખા ભાઇરે બાવા. વીરા. ૫
પાટણમાં પઢીઆર વસેલાજી, ને ઠાકર ઠીકર દાંઇરે બાવા
આર્યા જુવો ઠાલા આવોજી, ભેર ઠોર નહી પાઇરે બાવા વી. ૬

ડાબા જમણા તીતર બોલેજી, અને બોલે બીજા બીલાઈ રે બાવા
હુરીથી બાગમાં કોયલ બોલેજી,
તોયરે શુકન થયાં સવાઈ રે બાવા. વીરા. ૭
પાટણથી પરવરી ચાલીયાંજી, અને દીધાં તે રથ ખેડાઈ રે બાવા.
એક પલકમાં પોહણ પોતાજી.
તો દીયો મારે વીરને વધાઈ રે બાવા. વીરા. ૮
ફુલ મજુસનાં કાઢયા વાઘાજી અને આરતીયું ઉતારેરે બાવા,
પીઠ પાયક પીર રામદે બોલ્યાજી,
તો મારી સુગણા બેન ભલે આઈ રે બાવા, વીરા. ૯
પોકણથી પરવરી ચાલીયાંજી, અને દીધાં તે રથ ખેડાઇરે બાવા
એક પલકમાં પીંગલ પાત.જી,
તો મીલીયાં વીર વધાઇરે બાવા. વીરા. ૧૦
ગાંગલડો મેં જાણ્યો નોતોજી તો મો ા કડેથી આઇરે બાવા,
તુટયું સાંધે ગુરૂજી વારેજી, તે સમરે નહી ઘર બાઇરે બાવા વીરા ૧૧
ચોથોઆંટો ચોરીએફરતાંજી,અને બેનીએરાગ સંભગાઇરે બાવા,
પીંઠ પાયક પીર રામદે બોલ્યાજી,
તો મારે ઘોડલે જીન ઠરાઇરે બાવા. વીરા. ૧૨
સોઢા ઉભા અરજ દાખવેજી, પીર સુનો અમારા કાંઇરે બાવા,
પીંઠ પાયક પીર રામદે બોલ્યાજી,
તો મારે ઘરે છેક સુરાઇરે બાવા. વીરા. ૧૩
પીંગલથી પરવરી ચાલીયાંજી, અને દીધો તે રથ ખેડાદરે બાવા
એક પલકમાં પોઢાણ પોતાજી,
અને દીયો મારી બેનને વધાઇરે બાવા, વીરા. ૧૪
દીયરજી વોરતીયાઆવ્યાજી,અને આવ્યા તે સમરથ સાઇરે. બાવા

કંકુ કેશરના તીલક બીરાજેજી,
અને ઓલખીયા ચોપાઈરે બાવા. વીરા ૧૫
લાખુ આવે લક્ષ્મી આવેજી,
અને આવે લોક લોકાઈરે બાવા,
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી,
તો મારા સુગણા બેનકે મન આઈ રે બાવા. વીરા ૧૬
છનછન નોબત બાજેજી,
અને સાહેલીઓ મંગલ ગાઈ રે બાવા;
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી,
તો મારી સુગણા બેન ભલે આઈ રે બાવા. વીરા. ૧૭
સ્વપ્નામાં મેં હારલો લીધોજી,
અને માણેક મેલું થાયરે બાવા;
ખોટો હીરો મને ખરો કરી દયોજી,
તો મારા રામરે સરખા ભાઈરે બાવા. વીરા. ૧૮
અને તેના બાઇ રચાપગ સાચ્યાજી,
એ સ્વપ્ને સર્વ ગત જાયરે બાવા,
એ સ્વપ્નાં તે જુઠાં લાધ્યાંજી,
એ કેમ સાચો હોઇ જાયરે બાવા. વીરા. ૧૯
મોરે રામદે કેદે ભાઇજી,
અને આયા મંદીરે માઈ રે બાવા;
મામા મામા કરી મળ્યાં ભાણેજાજી,
તો મામા કડે ગઇ મોરિ માઈરે બાવા. વીરા. ૨૦
અમર પાગ્રડી વિરાત મારાજી,
અને અવચળ રાજ કરાઈરે બાવા;

રાએ આંગણે રમે બાલકોજી,
તો બેત બાર બોલાવારે બાવા. વીરા. ૨૧
પિંગલ ઉછરંગ પોકલ ઉછરંગજી,
અને ઉછરંગ પાટણમાંહીરે બાવા;
હરી ચરણે દાસ હરજી બોલ્યાજી,
તો દીઆ આશીષ મીરાંબાઇરે બાવા. વીરા. ૨૨

---

## દશાવતારની આરતી.

ધાઇને ધનવંતો કીધો, વેગ કરી ચકવો લીધો;
જળમાં મારી તોરીંગ પરણ્યા જેજેકાર બોલાવ્યોરે.
ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા,
હરખને હુલામણે સામળીઓ ઘેર આવ્યા;
ઝીણે ઝીણે ચોખલીએને, મોતીડે વધાવ્યારે,
ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા. ટેક૦
કાલાને કોબરડા કીધા, વાદીના મનવંતા લીધા,
વામનજીનું રૂપ ધરીને બળરાજા બોલાવ્યારે. ઉતારો. ૨
નરસંગ રૂપે નોર વધાર્યાં આપે તો હરણાકંસ માર્યો,
પ્રહલાદ પોતાનો જાણી અગનીમાં ઉગાર્યોરે. ઉતારો. ૩
દાદુરરૂપે દૈત્ય સંહાર્યાં, ભક્તજનના ફેરા ટળ્યા,
હુમનદાસી ચરમાં રાખી, નામે વૈકુંઠ પામ્યારે. ઉતારો. ૪
પરશુરામે ફરસી ફેરી, સહસ્રાર્જુન હાથે માર્યા,
કામધેનની વાહર કીધી, જળદેવને ઉગાર્યારે. ઉતારો ૫
કૌરવરૂપે કરણી કાથી સઘળી પૃથ્વી જીતી લીધી,
નાગ નેતરે મથન કરીને ચારે રતન લાવ્યારે. ઉતારો. ૬

સાતમે તો સાન કીધી, સમુદ્ર ઉપર પાજ બાંધી,
ગઢલંકાનો કોઠો કોર્યો, મહાદેવ હરહરે વાયાં. ઉતારો. ૭
સાત સોનાની લંકા બાળી, દશ માથાળો રાવણ માર્યો,
વીભીક્ષણને રાજ સોંપ્યુ, સીતા વાળી લાવ્યારે. ઉતારો. ૮
આઠમે તો આળ કીધી, સોનાગેડી કાંધ લીધી.
પાતાળ જઇને નાથ નાથ્યો, નાગણીઓને દરશન દીધાં,
નાગને તો દમન કરીને, કમળ ભારો લાવ્યારે. ઉતારો. ૯
નવમે તો બુધ ધ્યાંન ધરીને, અજપાના જાપ જપીને,
રણકામાં રસીયા દઈને, સોચ ભકતને તાર્યારે. ઉતારો. ૧૦
દશમે તો દયા કીધી, નામ નકલંકી રૂપ ધરીને,
જગત જીતી આવ્યારે, એમ નરસીમેહેતે ગાયારે. ઉતારો. ૧૧
હરખને હુલામણે સામળીઓ ઘેર આવ્યા,
ઝીણે ઝીણે ચોખલીએ ને મોતીડે વધાવ્યારે ઉતારો. ૧૨



# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરના દોહરા અને તેમાં રહેલો ગુહાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તાર પુર્વક સમજાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટી, ઇશ્વરી લીલા, મૃત્યુ વિગેરે સંબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂ જ્ઞાન આપી નુતન જીંદગીનાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફકત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની પ્રેરણા કરે એવો તેમાં અદ્ભૂત રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલા બધા આદર્શક છે કે તેનો વાંચવાથીજ સારો ખ્યાલ થશે આમાં મહાત્મા કબીરનો ફોટો પણ અંદર દાખલ કરેલો છે, પુસ્તકનું કદ ૭।। X ૫।। ઇંચિ લાંબુ પહોળું કાગળ ગ્લેજ ઉંચાં પૃષ્ટ સંખ્યા ૩૨૦, પાકું રૂપેરી વર્ખવાળું પુઠું છતાં કિમત રૂ. ૧–૧૨–૦ પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.